# સતિપર સીતમ



તું કષ્ટ છેદક ભુપ, પાલનહાર જગદેશ્વર પતિ
મધુ પંખિ વંદે આપ યશ, મુજ પાપ કાપી શ્રીપાત.

વિ. આર. મધુપંખિ.

નાદબિંન્દુ

# વિઠ્ઠલકૃત કાવ્યમાળા

## સતિપર સીતમ

ઉર્ફે

## સિંહની છલાંગે શૈતાનનો સંહાર

—o:o:o—


લેખક

વિઠ્ઠલદાસ રતનશી ગજજર

મધુપંખિ.

ઠે૦ બોમ્બે પોસ્ટ નં. ૧૦ ઘર નં. ૨૬/૩૦ પહેલે માળે


—:o:—


પ્રત ૧૦૦૦ આવૃત્તિ પહેલી

સંવત્ ૧૯૭૮ તા. ૭-૮-૧૯૨૨

શ્રાવણ શુકલપક્ષ પુર્ણિમા.

મૂલ્ય ફક્ત ૦-૮-૬

અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૧૦૧૪૭

## લેખકના બે બોલ

સુજ્ઞ બંધુઓ

હું કોઈ કવિ યા મહાન લેખક હોવાનો દાવો ચાચતો નથી. પણ મ્હારી અલ્પબુદ્ધિનુસારે, ઘણા સમયથી મ્હારી હૃદય ભૂમીમાં ઉછળતા તરંગોએ, આ હરિગીતમય વારતા, અને છુટક ગઝલો ગુંથી; વાંચક બંધુઓના કરકમળમાં અર્પણ કરવા હું ભાગ્યશાળી થાઉં છું.

જે માંહે, કળીયુગની એક વીર અબળા, પોતાનો પવિત્ર ધર્મ, અને પોતાનું શુદ્ધ શિયળ, સંરક્ષવા ભયંકર અરણ્યમાં જૂલ્મની જંજીરથી જકડાય છે.

અને એક શૂરવીર સૈનાધ્યક્ષ, પોતાની નીચ વૃત્તિથી કામાંધ થઈ, એ સતિપર સીતમ ગુજારી, પોતાની કામ-વાંચ્છના તૃપ્ત કરવા, જગ્ત કર્તાના નિયમને ઠોકર મારી, પોતાની નીચ વૃત્તિમાં આનંદ માને છે. અંતે સત્ય અસત્યના યુદ્ધમાં, સત્યનો સહાયક જગ્તપતિ, એ પાપીને સંહારવા વીકાળ સ્વરૂપે પ્રગટ થવાથી, સત્યો જયપર આપણી કથા સમાપ્ત થાય છે.

પ્રયોજક

વિ. આર. મધુપંખિ.

# વિભૂ સ્તુતિ.

ॐ

રાગ કલ્યાણ ચોતાળ

શ્રી પ્રભૂ નિરાકાર નિરંજન તું—૨

ગગનમંડળે, ભાંનુ તારા, પ્રગટ કર્યા, સીંધુજળ ખારા—શ્રી.

નહિ છલકાયે, પૂર ભરાયે, વાયુ પહાડ સાથે, અથડાયે,—શ્રી.

વાયુ મહી, દિપક તું ઠારે, ચંદ્રસૂર્ય, તુજ, નિયમીત ચાલે.—શ્રી.

વૃક્ષ પરે કૈં, ફળફૂલ આપી, પૃથ્વી તેં, નાટકરૂપ સ્થાપિ,—શ્રી.

પાપ નિવારણ, દેહ ઉદ્ધારણ, અદ્રષ્ય તેં છબી, તહારી રાખી-શ્રી.

પૃથ્વીપાળ, દિનદયાળ, સકળ સજન, તારનાર,—શ્રી

મધુપંખિ.



# વિશ્વશ્રદ્ધા.

## દોહરો.

અસ્તો ઉદયની જોડ, ને અરપી છે બે પાંખ,
ઉડેને નીચે પડે, ન્યાય કળે સાક્ષાત.
એવીરીતે સૃષ્ટીમાં, અસ્તોદય સૌ થાય,
જનમ્યા તે મૃત્યુ થતા, ખીલે તે કરમાય.

## ગઝલ.

સકળ ઇચ્છા મનુષ્યોની, પૂર્ણ કરનાર એકજ છે,
કળા કૌશલ્યતા. સૌને, સદા દેનાર એકજ છે.
તમારા પાપની નૌકા, નદિમાં પૂર્ણ ડોલાવી,
મિનારો ગુપ્ત કરનારો. કૃપાળુ ઈષ્ટ એકજ છે.
તમારાં ક્રૂર કૃત્યોથી, રીબાતા રંકને જાણી,
તુરત એ ન્યાય દેનારો, કૃપાળુ ઈષ્ટ એકજ છે.
તમારા ગર્વને તોડી, અધમતાની કળો ફોડી,
છુપી શિક્ષા એ દેનારો, કૃપાળુ ઈષ્ટ એકજ છે.
તમારા ગુપ્ત કૃત્યોની, છુપી પોથી બધી ખોલી,
છુપોએ ન્યાય દેનારો, કૃપાળુ ઈષ્ટ એકજ છે.
તમારી સત્ય શ્રદ્ધાથી, શોભાવો સ્વર્ગનું સ્થાનક,
જીવન ઉદ્ધાર કરનારો, કૃપાળુ ઈષ્ટ એકજ છે.

મધુપંખિ.

# રમણિય ભારત.

## સવૈયા, એકત્રીસા.

### ભમી

ભારત ભૂમી દીવ્ય હમારી, અખિલ વસ્તુના છે ભંડાર,
હિંન્દુમુસલમીનપારસીઓ સૌ, સંપે વસે ભારતનાં બાળ.

### સંતાન

ભિન્ન ભિન્ન હુન્નર કરનારા, શસ્ત્ર ધરી રણમાં લડનાર,
ક્ષત્રિ વીરની વિજ્ય વીરતા, લખતાં પણ નહિં આવે પાર.

### રમણિ

રણમાં રમણિ લડતી કરતી, વિજ્ય નાદના મહા ઉચ્ચાર,
અહલ્યા, સીતા, તારા, વૃંદા, થઈ ભારત ભૂમી મોઝાર.

### પ્રાણી

સિંહ વ્યાઘ્ર રીંછો ને ફાલુ, ગમાર ઘેટાનો નહિં પાર,
ગાય ભેંસ અજા પઈ દઈને, કરતા ભારત પર ઉપકાર.

### પક્ષિ

ગરૂડ ઘુવડ કાગ કબુતર, મેના પોપટનો નહિં પાર,
કોયલ સૂ કંઠે ટહુકીને, રીઝાવતી ભારતના બાળ.

### મચ્છ

રંગ રંગની મચ્છા દેવી, તરતી ફરતી નીર, મોઝાર,
વિશાળ દેહનું મગર મચ્છ તે, રમતા સિંધુ જળ મોઝાર.

## સિંધુ

ખીલે કુદે રીઝે જેમાં, બળ રાખ્યું છે. અપરંપાર,
નૌકા ફરતી તરતી શોભે, સુંદર સિંધુની મોઝાર.

## વૃક્ષ

તરૂ વૃક્ષો વેલી. સુંદર જે, ફળ પૂષ્પો અરપે નીત્યસાર,
દ્રાક્ષ સંન્તુર સ્વાદ ભર્યા સૌ, આરોગે ભારતનાં બાળ.

## જર જવાહિર

હિરા મોતી સુવર્ણને વળી, પન્ના માણેકનો નહિ પાર,
શોભાવે શૃંગાર મનોહર, ભારત માતા હિંદિ બાળ.

## ધાતુ

તામ્ર કલઈ ને કથીર પાકે, લોહ ચાંદી પારાના, પહાડ.
પાત્ર મનોહર ઘાટ ઘડેલાં, જેની શોભાનો નહિ પાર.

## સરિતા

શુદ્ધા નીરે છલકાતીને, કરતિ જનપર એ ઉપકાર,
દમણગંગા દોડી દોડી; સિંન્ધુને કરતી નિત પ્યાર.

## ઉદ્દગાર

વિશાળ વસ્તુ ભારત મધ્યે, ઈષ્ટે અરપ્યા છે ભંડાર.
વંદે વિઠ્ઠલ કરજોડી સહુ, સંપે રહો ભારતનાં બાળ.

મધુ પંખિ.

——:o:——

# કપાસની કથની.

## ગઝલ, કવ્વાલી.

હું હિંન્દમાં જન્મું છતાં, પરદેશમાં....લઈ જાય છે,
એ વેદના શુણો તમો, શું હાલ મ્હારા થાય છે?
નાંખિ મને ત્યાં યંત્ર માં, મૂજ હાલ ત્યાં, એવા કરે,
કચડી મરોડી પાપીઓ, મૂજ સત્વનું છેદન કરે.
કરી ભ્રષ્ટ મ્હારા, ધર્મ ને, ત્યાં વસ્ત્રો એ મ્હારાં ઘડે,
લેવા કમાણી હિંન્દથી, મુને હિંન્દ પાછા પાડવે.
તેને તમો પ્રિતે ખરીદી, વાપરો વહાલા થઇ,
મુજ દુઃખની કથની અરે, કો ધ્યાનમાં લેતું નથી.
દિવસો દિવસ એ કારણે, મુજ હાલ કે'વા થાય છે,?
મુજ મોહથી ઘેલા કરી, તમ સંપત્તિ લઈ જાય છે.
શ્રવણે ધરો આ શબ્દ કોનો ન્યાય કે અન્યાય છે,
મૂજ ભ્રષ્ટ દેહને રાખો એ તમ આંગણાં શરમાય છે,
કહે વાત વિઠ્ઠલ સત્યથી, એ દેશીની ભૂલ થાય છે,
દિનદિન એ મોહબાણથી પરતંત્રતા પથરાય છે.
જેથી ઉરે લાવી દયા, એ દેશીપર કરૂણા કરો,
તમદેશના એ દુઃખીનો, સંદેશ કંઇ હૃદયે ધરો.

મધુપંખિ

# હિંન્દ ચક્ર

## ગાયન

હિંન્દ દેશ, ઉજવળ કરના....રે
ભારત ભેદ, સહુ કળના....રે
  સ્વતંત્રતા....ધરના............રે........રે
રૂડો માહરો....એતો....રેંટીયો............રે
પરતંત્રતા. સૌ દુર કરના........રે
સ્વતંત્રતા શીરપર ધરના........રે
  ગુણીજન....ગુણકરના........રે........રે
રૂડો માહરો....એતો....રેંટીયો............રે
વિધવાનું પોષણ કરના............રે
નિર્બળમાં બળ એ ભરના........રે
  સત્યપતિ ગુરૂમહા............રે........રે
રૂડો માહરો........એતો.....રેંટીયો........રે

મધુપંખિ






લેખક,

**વિઠ્ઠલદાસ રતનશી ગજ્જર.**

મધુ પાંખ.

## મંગળમય.

### છંદ.

સૃષ્ટી વિષે સતિનાર, શીયળ કુંભને સંભાળતી,
પતિવૃત તણા શરણે રહી, નિજ ધર્મ ઉરે ધારતી.
સેવા શુશ્રુષા પતિની કરી, સંસાર સ્વર્ગે મહાલતિ,
એ વીર અબળા જાત વૃષ્ટી, ધમની વર્ષાવતી.

મધુ પાંખ.

——:o:——

# સતિ વ્રૃત.

## ગઝલ.

સતિ સંસાર સેવામાં,
પતિને જો પ્રભૂ મા ને,
જગતમાં અન્ય પુરૂષોને,
પીતા ભ્રાતા સમામાને,
શિયળ સંરક્ષવા માટે.
ચ્હડાવે કષ્ટ એ માથે,
ગ્રહિ ગૌરવ સતિ સદનું,
પતિને જો પ્રભૂ માને,
તજીને લાલસી માયા,
રટે એ. ધર્મમાં નહાવા,
અધમ ઈચ્છા તજી પ્રિતે,
પતિને જો પ્રભૂ માને,
શૂણે સ્નેહે પતિ શબ્દો,
શુદ્ધા સંસાર તરવાને,
સકળ સંસાર સેવામાં,
પતિને જો પ્રભૂ માને,

મધુપંખિ.

૧૦૧૨૪૭



# સતિપર સીતમ

## હરિગીત છંદ.

૧

શ્રી વિશ્વ જગદાધારને, કર જોડી હું ચર્ણે પડું.
શ્રી સૂંઢાપતિને શીષનામી, સરસ્વતિ હૃદયે ધરૂં.
ગુંથવા વિષય આ કાંવ્યમાં, શ્રી લેખીની કરમાં ધરૂં;
હું બાળ છું અજ્ઞાન છું, જેથી જરી મુંઝાઉં છું.

૨

એક શિયળ સંરક્ષક સતિનું; આત્મબળ દ્રષ્ટે ધરૂં,
સુખ સત્ય કારણ ત્યાગ્યું, તેની દીવ્ય કથની આદરૂં.
મમ લેખિકાની ક્રમણુમાં, ભૂલ શબ્દો દોષ કદી જડે.
તો મિત્ર માની હિંન્દનો, કરશો ક્ષમા તમ અંતરે.

૩

એક તરૂણુ અબળા રંકના, નિવાસમાં રહેતી હતી;
સતિ ધર્મમાં તલ્લિન રહી, પતિ વૃત પૂર્ણ પાળતી.
ભવરણુ વિષે ભરથારને, સંતોષ તી સંભાળથી,
સંસાર કુંજે સુંદરી; દિન હર્ષમાં ગુજારતી.

૪

સૌંદર્ય સુંદર શોભતું, અડોઅડ અલંકારે ભરી.
મૃગ લોચની કોયલસમી, સુ કંઠથી ટહુકારતી
ગજ બાલિકાસમ ડોલતી, મન મુગ્ધ હસતી ચાલતી.
પડે ચર્ણ ચતુરી ચાલના, જેમ પૂષ્પની વૃષ્ટી થતી.

૫

મણી **ચંદ્ર** જેવું વદન, જેનાકેશ **મણીધર**ના સમા.
દીસે અધર **હર્ષે** ઉઠતા, કળી દંત તેના દહનમાં.
ભૂજ કમળના કાંડાસમા, જંઘા દીસે સમ કંદળી,
સહુયોગ્ય અવયવે મહાલતી, નવનીધ અલંકારે ભરી.

૬

પરીપૂર્ણ દેવી—**પદ્મિની**, **બ્રહ્મા**એ શ્રમ લઇને ઘડી.
પણ ક્રોધથી કે ભૂલથી, એક રંકને દૈવે જડી.
ગુણ જ્ઞાન એ અબળાવિષે, ભર્યું પૂર્ણ તેના પ્રબળથી.
ભવરણ મહીં **ભરથારને**, નિત હર્ષમાં ડોલાવતી.

૭

એ સુંદરીના સ્વરૂપમાં, ભૂલ્યો ભાન **સૈનાધિપતિ**.
લાવ્યો ઉપાડી પ્રેમ કારણ, ભવ્ય સ્થાને ભામિની.
સુઝયું ન એ **શેતાનને**, પરીણામ ભયભીત આવશે.
**સૃષ્ટિકર્તા** એ સ્થાનથી, સતિ **દેવીને** ઉગારશે.

૮

ઘનઘોર ભાસે ગગનમાં, ચોમેર રજનિ શણશણે,
કરે વીજ ત્યાં ચમકારને, બહુ મેઘની વૃષ્ટી વહે.
કૈ વાદળો અથડાઈને, ભયંકર અવાજો ત્યાં થતા,
તરૂ વૃક્ષ કેરાં પાંદડાં, વાયુ થકી બહુ કંપતા.

૯

પશુ પક્ષી સૌ એવા સમયે, નિવાસમાં પોઢ્યા હતા,
વિકરાળ પ્રાણી એ સમયે, ભક્ષ સ્થળે સ્થળ શોધતા.
વરસાદનું નીર વર્ષતાં, ભૂમી પરે ભેગું થતુ;
એ સર્વ નીર સાગર અને, સરિતા તરફ વહેતું જંતું.

૧૦

એવા સમયે એકાંત સ્થાને, ઘોર ઝાડી વૃક્ષની,
એ સૈન્ય **નાયક સુંદરીને**, એ સ્થળે લાવ્યો હરી.
એ ભવ્ય સ્થાને જૂલ્મ, એ **અબળા** પરે ગુજારતો,
એ **સુંદરીના** કંઠથી, ઉચ્ચાર ધીમો આવતો.

૧૧

પોકારતી કરૂણા થકી, વા'રે ચ'ડો ઓ શ્રી હરી;
મમ શિયળ લુંટે શત્રુ માટે, સહાય થાવો શ્રી હરી.
એવા સમયે એવે સ્થળે, **અબળા** ઉપાય શું કરે,
કીરતાર વિના કોણ? આ'વા સ્થાનકે આવી ચ'ડે.

૧૨

ગ્રહી હસ્ત એ **યૌવંતીનો**, **સૈનાપતિ** સમજાવતો,
ધર ધૈર્યતા ઓ સ્નેહલતા, એવું વદી પાસે ગયો.
**અબળા** દુભાઈ અંતરે, ઝટ દૂર જઈ ઉભી રહી,
વકતાં વદન સ્થંભે વળી, થરથર હૃદયમાં કંપતી.

૧૩

ઓ પૂષ્પની પ્યારી કળી, આ **ભ્રમરને** તરસાવ ના,
અમૃતસમાં તૂજ નયનમાં, અગ્નિ ભરી મૂંઝાવ ના.
લોહી બળી પાણી થયું, તુજ સ્નેહ વિયોગે **સુન્દરી**,
પડે પીંન્ડ મહારો તો છતાં, તૂજ પ્રેમને ત્યાગું નહિ.

૧૪

નથી ભાન મહારા દેહનું, સ્નેહ વમળમાં અથડાઉં છું,
અર્પણ કરી તનમન તને, બસ રટણ પણ તહારૂં કરૂં.
લે કટારી ચીર છાતી, હૃદયે છબી તહારી ભરી,
રોમાંચ સર્વે વિંધાય ગયાં છે, પ્રેમ એ જૂલ્મી જખ્મથી.

૧૫

તોયે, અસર તૂજ અંતરે, મમ પ્રેમની થાતી નથી,
અફસોસ મ્હારા હૃદયમાં, હુવે શાંત સમજાતું નથી.
અપમાનના અભીમાનમાં, મહા કષ્ટ દઈ દુઃખી કરીશ,
તુકડા કરી તૂજ તનતણા, આ ભૂમીમાં ગાળી દઈશ.

૧૬

વીલાસ સુખને કારણે, હું આ સ્થળે લાવ્યો હરી,
તુજ શિયળ લુંટી સહેજમાં, મુજ પ્રેમને શરણે કરીશ.
મમ સ્નેહ તંતુ મુગ્ધ થઇ, તૂજ ડંષથી મુંઝાય છે,
મૂજ આત્મના આદેશથી, કૃપાણ આ તૈયાર છે.

૧૭

કૃપાણના ધરનાર તે, કૃપાણથી મરનાર છે,
શિયળ રક્ષક **સતિને**, તલવાર તો તલભાર છે.
શીરે મૃત્યુ આવી સૂચવે, **નવગ્રહ** પીડે ડરતી નથી,
**સતિ** શિયળ સેવામાં જરા ડર, મૃત્યુનો ધરતી નથી.

૧૮

ચીતા ચણીને કાષ્ટની, **સતિ** શિયળ માટે રાખ થઇ,
લઈ ધર્મ ધ્વજા હુસ્તમાં, સંસાર તરછોડી ગઇ.
એ વાત સુણી નયનમાં, અશ્રુ તણી ધારાવહે,
તે ધન્ય નારી જાત કે જે, ધર્મને વળગી મરે.

૧૯

જોડી અડોઅડ અસ્ત લોહી, માંસથી રાખ્યું મઢી,
નસ નાડીથી ઝુડી કરી, ઢાંકયા બધાંને ચર્મથી.
સૌંદર્ય સુંદર છે છતાં, ઘડી નષ્ટ તત્વે આકૃતિ,
એ નષ્ટ ધનપર મોહી તું, શાકારણે લાવ્યો અંહિ.

૨૦

વાયુ તણી વસ્તી થકી, આ વદન પ્રીયકર લાગતું,
ઉડયો પ્રાણકે એ સર્વ, અગ્નિમાં બળી માટી થતું.
એ નષ્ટ ધનપર મોહિને, લાવ્યો મને તું જુલ્મથી,
જો આંખ ખોલી પાપીનર, દીસે કયાં તને કોઇ મોહિની?

૨૧

ગૌર ગુલાબી વદન તહારૂં, મદન મનહર લાગતું,
દિનકરસમી કાંન્તિ અને, મૂખ ઇન્દુના બુંદે ઘડયું.
તારા–સમા નખ દિવ્યને, વળી કેશ કાળા શોભતા,
છે દંત દાડમ બુંદ સમ, મૃગ ચક્ષુ તુજ નયને ભર્યા.

૨૨

રૂડી રમણ્ય આકૃતિ ભાસી, લાવ્યો આસ્થળે આશા ધરી,
તજી ભેદ ઉંડા ભામિની, થા ઉર્વશી પ્રાણેશ્વરી.
વિલાસ સાગર મધ્યમાં, તું રમણ્ય નૌકા મહાલતિ,
તું રંક છે પણ રૂપમહિ, બીજી ઇંદ્રની સબ્જ પરી.

૨૩

ગુલફામ તહારા બ્યોગથી, પીડાય છે મુંઝાય છે,
એની અસર તુજ હૃદયથી, દૂર થાય છે. કચડાય છે.
ધનવંત છું હું રાજયમાં, વળી રાજ્યનો સૈનાપતિ,
સૂખસ્વર્ગ છે મહારાસ્થળે, નિશ્ચિંત થા ચીંતા તજી.

૨૪

સુખ દુઃખ પામે સર્વ એ, ભાવિ પ્રબળની વાત છે;
સુખ વિશ્વમાં અર્પણ કરે, તે વિશ્વનો જગનાથ છે.
તેની કળા ન્યારી વળી, ન્યારા બંધ ઇનશાફ છે,
ત્રિ લોકનો પ્રતિપાળ તે, અંત્રિક્ષ જેનો વાસ છે.

૨૫

તેની કળાથી સૌંદર્ય સૌ, અસ્તે ચળે ઉતરી જશે,
સૂવર્ણ સમ આ દેહની, કિંમત ન કોડી આવશે.
આતંગ તનંગ તું અંગ, જ્યારે કોથળા રૂપે થશે,
રૈનક ઉડીને ગાલની, લાલી સફેદી લાવશે.

૨૬

છે કૃષ્ણ રંગી કેશ તે પણ, શ્વેત થઈ શોભા જશે,
છે દંત દાડમ બુંદ સમ, એ ભૂમી પર જો ભટકશે.
પૂર શક્તિથી ભરપૂર દેહી, અશક્તિને શરણે થશે,
સૌંદર્ય ઉડી માનવીનું, માન ઝટ ઉતરી જશે.

૨૭

એ જ્ઞાનિ ગુણીયલ શબ્દ, કહું તે સહજમાં સમજો જરી,
તજો, મોહ, માયા, અધમતા, ભરો જ્ઞાન ઉરે કોતરી.
મહા કૃષ્ણ કૃત્યોએ કરી, પ્રાયશ્ચિત તણી વૃદ્ધી થશે,
આ. શરિર શબ રઝળી જતાં, જો શ્વાન પણના સુંઘશે.

૨૮

તુજ બાણ રૂપી શબ્દથી, મૂજ ઉમળકા વિંધાય છે,
મમ ઉર્વશી અંબારનું, તુજ નયનથી ખૂન થાય છે,
સૂખ સ્વર્ગ સમ સૃષ્ટી વિષે, વૈભવ વિલાસોમાં ભર્યું,
તજી શી રીતે એ. સ્વર્ગને, હું અન્ય વમળે પરવરૂં.

૨૯

કદી આમ્ર વૃક્ષે જામફળ, આવ્યાં નહિ ના આવશે,
કૂકર્મિને હત્યા પતિ, નહિ સ્વર્ગ સ્થાને સંચરે.
કરી અન્ય સુખની યાચના, જન અધમ, પંથે, પરવરે,
એ મૃતક થાતાં માનવી, ખરે નર્ક સ્થાને સંચરે.

# ક્ષણિક દેહી.

## ગઝલ સોરઠી હરિગીત.

આંખો છતાં ઓ અંધ થઈ, તું આગમાં શાને ધશે,
જાણ્યા છતાં ઓકામી નર, એ જાળમાં શાને ફસે.
જો પ્રાણ જાતાં અંગની, છિન્નભિન્નતા એવી થશે,
સબ કાષ્ટની ચીતામહી. શ્મસાનમાં પોઢાડશે.
ભડકા થશે ત્યાં આગના, ભયભિત ભૂમી લાગશે,
થૈ ધુમ્ર ભયભીત ભૂમીથી, જો ગગનપર દોડયો જશે.
મૃગચક્ષુ જેવાં નેત્રોને, છે કેશ મણીધરના સમા,
પડી આગના દહને અરે, અંધકારને શરણે જશે.
જો અસ્ત ઉત્તમ અંગના, તડતડ થશે તેવે સમયે,
જીભ"દંત્ત"ભૂજા"ચર્ણ સૌ, અગ્નિ પ્રજાળી નાંખશે.
સૂવર્ણસમ આ દેહ અરે, બળી રાખ થૈ ત્યાં ઉડશે,
સાંદર્ય સૌ શ્મશાનમાં, જો આગને શરણે જશે.
આ જીંદગી ! એવીરીતે, જો વિશ્વથી ન્યારી થશે,
જીવ ત્યાગી જો આ શરીરને યમરાજને દ્વારે જશે.
હે ધ્યાન કહું તે માન અંતે, એ દશા તહારી થશે,
તૂજ પાપી કૃત્યોએ કરી. યમદૂત જૂલ્મ ગુજારશે.

મધુપંખિ

૩૦

મદને ખીલેલી સુંદરી, અરૂં વદી શરમાવ ના,
કરી ક્રોધી તારી આંખડી, મૂજ હૃદયને તુંડંખ ના.
કંગાલની પત્નિ જરાજો, મૂજ સ્થળે સુખ પામશે,
તું ઝુંપડાંમાં ઝુરતી, મૂજ મહેલની રાણી થશે.

૩૧

જર દ્રવ્ય મહેલોને વળી, ઝોલા ઝરૂખા શોભતા,
પરીપૂર્ણ વૈભવ પામશે, તું સ્નેહુના સન્માનમાં
મૂજ શયનમાં તુજ પ્રેમથી, સુખ સ્વર્ગની પ્રાપ્તિ થશે,
આનંદ વૈભવ, સુખ, ઇંદ્રાસન સમું તું પામશે.

૩૨

કંચન સમા મહેલો ચણી, હીરા રત્નની શોભા ભરે,
એ સુખ શ્રીમંતાઈનું, શું કામ આવે રંકને.
કુકૃત્યથી સુખ યાચના, કરે મુર્ખ આ સંસારમાં,
તે પાપીને યમદુત અંતે, નર્કમાં ખેંચી જતા.

૩૩

આ વિશ્વમાં નૌકા ફરે, નથી વજ્રની કે કાષ્ટની,
જેથી ઝુલ્યા કૈ સત્યવાદી, સ્વર્ગ ને અમરાપુરી.
એ સત્ય નૌકા ત્યાગીને, જે પ્રયત્ન પોતાના કરે,
પીશાચ થઇ એ પાપીજન, ભવરણ–વિષે ભટકી મરે.

૩૪

લેખો અને પોથી પુરાણોની, જુઠી વાતો ઘડી,
દૃષ્ટી પડે કયાં સ્વર્ગને, કયાં છે ખરી અમરાપુરી?
પુકારતા કૈ ધર્મી નિત્યે, હુસ્તમાં માળા ધરી,
બહુ તીર્થ ધામ ફરી વળ્યા, કાશી મથુરા ગોમતિ.

૩૫

સંકલ્પ લઈ રઝળ્યા છતાં, સુખ સ્વપ્નમાં નિરખ્યું નહિ,
મહા કષ્ટ વેઠીએ જને, મીથ્યા ગુમાવી જીંદગી.
આ, સૃષ્ટીમાં મદમસ્ત થઈ, દિન હર્ષમાં ગુજારતા,
એ સ્વર્ગને અમરાપુરી, આ યુગમાં નિર્ખી રહ્યા.

૩૬

એ અંધ તૃષ્ણા તૃપ્ત કરતાં, કૈ દેવ મહા દુઃખી થયા,
કૈ ભૂપતી ભિક્ષુક બન્યા, યોગી થયા ભટકી મર્યા,
એ લેખકોએ લેખમાં, પરીપૂર્ણ કથીને વરણવ્યું,
વૃતાંત કહું તે સાંભળો, કામાંધ, માનવ કર્મનું.

૩૭

શશિ દેવને મહા ઇંદ્રરાજા, અહલ્યા તણા દ્વારે ગયા,
સતિનું શિયળ હરવા થકી, બહુ પ્રયત્ન તે સ્થાને કર્યા.
દઈ શ્રાપ સાતિયે એ સમે, એ દેવને દુઃખી કર્યા,
એ સ્નેહ લેતાં શ્રાપ લઈ, એ સ્થાનથી પાછા વળ્યા.

૩૮

જેના સ્થળે વસી શેષને, મણીચંદ્ર તો શોભા ધરે,
ગળે રૂંઢની માળા ધરી, વળી શીશથી ગંગાઝરે.
કૈલાશ પતિ શ્રી શ્રેષ્ટ શંકર, એક ભીલ્લડી પર મોહિને,
છોડી સમાધિ મોહથી, તપ ભંગ કીધું તે સમે.

૩૯

સુગ્રિવ રૂષિની પત્નિને, વાળી હરણ કરી લઈ ગયો,
એ ભ્રાતૃ પત્નિ ભમાવીને, મહા દુષ્ટ પંથે પરવર્યો.
વસી, અરણ્યમાં છુપા સ્થળે, દિન હર્ષમાં ગુજારતો,
પ્રચંડ એનાં કર્મો એ, શ્રીરામનાં ધનુષ્યે મર્યો.

૪૦

ભસ્માસૂરે ગ્રહિ ભસ્મ કંકણ, કૈ બ્રહ્મને દુઃખી કર્યા,
ભૂલ્યો ભાન સ્નેહ ઈચ્છા મહિ, એ મોહિનીનાં સ્થાનમાં.
કામા તુરાણે હર્ષમાં એ, નૃત્યના નાદે ચઢયો,
એ કંકણે એ કામીનર, ત્યાં ભસ્મ થઈ ધરણી ઢળ્યો.

૪૧

વૃંદા શિયળ સંભાળતી, પતિ દેવની સેવા કરી,
ત્રિલોકના પતિ વિષ્ણુંએ, લીધું સત્ય એનું જો હરી.
પતિવૃત તણું ખંડન થતાં, સતિ વિષ્ણુ પર ક્રોધી થઈ,
પાષાણ થાવો શત્રુ એ'વા, શ્રાપ દઈ ધર્ણી ઢળી.

૪૨

દુર્યોધને, પ્રપંચથી, ધનમાલ પાંડવનાં હર્યા,
અને પાંડવોને પરભવી, વનવાસ ! તેને મોકલ્યા.
વળી પાપીએ ઉંડી આકાંક્ષા, દ્રૌપદી માટે ધરી,
એ કારણે તે કામીની, ભુંડી દશા કૃષ્ણે કરી,

૪૩

હીરા તણા તોરણ જડયાં, ડંકા દશોદિશ ગડગડે,
સૂવર્ણના કિલ્લા તણી, સંરક્ષકો ચોકી કરે.
ઝોલા ઝરૂખા શોભતા, કૈ દાશીઓ ચંમર ધરે,
દશાનંદ પતિના શયનમાં, મન્દોદરી રાણી અરે.

૪૪

એ ભુપતિ જો અરણ્યથી, શ્રી સિતાને લાવ્યો હરી,
સમજાવતાં એ સતિ પ્રત્યે, સાર કંઈ પામ્યો નહિ.
મહા કષ્ટનાં કંટક સહી, અશોક વનમાં કેદ રહી,
પતિ રામનું સ્મરણ કરી, સતિ શિયળ સંરક્ષી રહી.

૪૫

શ્રી રામને પત્નિ વિયોગે, મહા ક્રોધ વ્યાપ્યો અંતરે,
લંકા દહિ કરી ભસ્મ, શ્રી હનુમાનજીને પૂછ ંડે.
તુટયા દુર્ગ ત્યાં સૂવર્ણના, હાંહાકાર લંકામાં થયો,
દશાનંદ પતિ છેદાય ત્યાં, મૃતંગ થઈ ધરણી ઢળ્યો.

૪૬

સતયુગનાં કામાંધની, એ વાત લ્યો તમ ધ્યાનમાં
સ્નેહ શત્રુ થઈ દેશે, દગો, અન્યાય ના પરિણામમાં.
મહારા, શિયળનાં કુંભને, ફોડી તમો ચાલ્યા જશો,
ઘડી બે ઘડીનાં સુખ માટે, સત્ય નાવ ડુબાવશો.

૪૭

કર જોડી હું કહું કરગરી, જાવાદયો આ સ્થાનથી,
તમ વીર છો તમ ક્ષત્રિ છો, હું રંક છું સમજો જરી,
લ્યો પ્રેમ ફાનસ હસ્તમાં, ફરો પ્રેમ શોધક થઈ કરી.
કયાં પ્રેમ છે ? કયાં પ્રેમ છે, નિર્ખો તમારાં નયનથી.

૪૮

સ્નેહે ભરેલી સુંદરી, આ શબ્દ તું સંભળાવના,
મમ સ્નેહ તંતુ થરથરે, મુંઝાવ ના દુભાવના.
સ્થળ સ્વર્ગસમ આ શોભતું, જો વૃક્ષપર કોયલ રમે,
તરૂવેલ તરૂ સંગે મળી, મમ સંગ સ્નેહનો રંગ લે.

૪૯

ચશલે રતિ આનંદનો, ઘડી બે ઘડી આ સ્થાનમાં.
રમે અંતરે તુજ આકૃતિ, એ વાત લે તું ધ્યાનમાં.
ઉંડા ઉમળકા અંતરે, અથડાય છે મુંઝાય છે,
મૂજ પ્રેમ ફાનસનો દિપક, તુજ સ્વાસથી બુઝાય છે.

૫૦

એવું વદી એ કામીનર, અબળા કને પાછો ગયો,
ભ્રકુટી બનાવી વક્રને, સ્નેહ સમય એ વિચારતો.
જકડી ઝનુની હસ્તથી, બહુ પ્રબળ પ્રગટાવી રહ્યો,
દેવા અધર પર ડંષ, અબળાને કને લેતો હતો.

૫૧

અબળા નમાવી શિષ, ધરણી માતને જોતી હતી,
સબળા સમું બળ વાપરી, અંગ અવયવોને સંભાળતી.
દારૂણ બળના ઝોકથી, કરબંધથી અળગી થઈ,
રોમાંચ અંગે થરથરે, સુદ્ધ સાન સહુ ભૂલી ગઈ.

૫૨

પણ કષ્ટ કાળે ધૈર્યતા, ધારે નતો ભૂંડું બને,
એવા વિચારે દુરથી, ઉચ્ચાર ધીમા ઉચ્ચરે,
તુટી જતાં શબ્દો અને, સ્વર શ્વાસ વિણ ઘેરાય છે,
નસ નાડી એનાં દેહમાં, ઉછળે વળી સ્થિર થાય છે.

૫૩

નિશ્ચયે ભૂલ્યો કીરતારકે, ઘડી આકૃતિ તુજ મનુષ્યની,
કોમળ હૃદયનાં સ્થાનકે, ભર્યો વજ્રનો ગોળો કરી.
કે આ ગરિબ અબળા તણી, અરજી અસર થાતી નથી,
અરે કારમી તુજ અંધ ઇચ્છા, કેમ પલટાતી નથી?

૫૪

સૃષ્ટી તણા દરબારમાં, શું સાર લેશે વેરમાં,
અમૃતતજી ઓ માનવી, ના ઝેહેર ખા ના ઝેહેર ખા.
ખોટા વિષયના ખેલ છે, કૈં ઇશ્ક ખંજરથી મર્યા,
નાંખી નિશાશા ઇશ્કના, મૃત્યુ થયા રઝળી ગયા.

# ઈશ્કનો આશક.

## ગઝલ કવ્વાલી.

તું ઈશ્કના દરબારમાં, ઉભો અરે! સરદારરે,
પણ ખ્યાલ કર તું ખ્યાલ કર, એ ઈશ્કથી મરનારને.
જે ઇશ્કના ચાહનાર તે, જો ઇશ્કને માટે મરે,
એ ઈશ્કની તલવારનો તું, ખ્યાલ કર ભૂલી નજા.
રોતા ફરે ગલીઓ ગલી, ભમરા બની કૈ ઈશ્કના,
એ જખ્મ કાંતિલ દર્દનો, તું ખ્યાલ કર ભૂલી નજા.
એ ઈશ્ક ઝહેરી સાંપનો, તું સ્નેહ યાચે છે સદા,
ડંષી દગો દેનારનો તું, ખ્યાલ કર ભૂલી ન જા.
અગ્નિ ભર્યો એ ઈશ્કને, તું અંતરે રાખે ભલે.
એ ખાકના કરનારનો તું, ખ્યાલ કર ભૂલી નજા.
લાખો દબાયા ઈશ્કથી, પહોંચ્યા ઘણા શ્મશાનમાં,
એ ગુપ્ત કાંતિલ જખ્મનો, તું ખ્યાલ કર ભૂલી નજા.
કૈ ઈશ્કના મેદાનમાં, યોગી સમાં ભોગી થયા,
છુપી સજા દેનારનો તું, ખ્યાલ કર ભૂલી ન જા.
શીરતાજ ઈશ્કોના થકી, ઉડી ગયા જો ના રહ્યા,
એ ઈશ્કના ક્રમ ચક્રમાં, ભોળો બની ભૂલી નજા.

મધુપંખિ.

૫૫

મમ શબ્દથી મૂજ સ્વાસથી, હતે વજ્ર તો પીગળી જતે,
આગ્નિ સમો પણ રાખ ઓઢી, મૂજ કષ્ટ નીર્ખી બુઝતે.
પણ આ કુપંથી કામીને, કિંચીત અસર થાતી નથી,
ગ્રહિ દૃઢ ઇચ્છા ઇશ્કની, એ કેમ પલટાતી નથી?

૫૬

કુમુદને કચડી નકામો, દોષ કયાં શીરે ધરે,
અમૃત તજી ઓ પાપીયા, તું ઝહેર કયાં પીવા સરે.
નથી માન ઝાઝા શબ્દમાં, હવે, દૂર થા બસ દૂર, થા,
દુકાન નહી આ દીલ છે, તું હંસ થઈ વીષ્ટા ન ખા.

૫૭

આ ક્રૂર શબ્દોથી હવે, મહા કષ્ટ શીરે આવશે,
પંચ તત્વની ઓ પુતળી, શલ્યા નહી આ પહાડ છે.
લાવ્યો તને હું આ સ્થળે, તુજ સ્નેહીને ચીંતા થશે,
મૂજ ભાળ અર્પી ભૂપને, દરબારમાં સંભળાવશે.

૫૮

માટે મનોહર મૃગનયની, આ મૃગ સંગ અનંગ લે,
મૂજ સ્નેહ ક્ષેત્રે શાંત થઈ, અનંગ, દે આનંદ લે.
જે વાત આ એકાંતની, એકાંતમાં ઉડી જશે,
નહિ તર અસિની ક્રમણુથી, દુઃખી થશે રઝળી જશે.

૫૯

નિર્દોષપર તું અધમતાનો, દુર્ગ લઈ સામો જશે,
તો સૃષ્ટીનો સર્જન પતિ. શું કેદમાં બેઠો હશે.
તુજ કૃષ્ણ કૃત્યો કારણે, નભ છોડી નીચે આવશે,
પ્રલ્હાદને રક્ષ્યો હતો, તે સર્વેને ઉગારશે.

૬૦

મુજ પ્રબળથી બાળી દઇશ, કૈ ઝુંપડાં કંગાલનાં,
રડશે રઝળશે બાળકો, તુજ સ્નેહીનાં જે પ્યારનાં
નવ યૌવના નમશે મને, જ્યાં નદિ વહેશે લોહીની,
ઉડશે ફુવારા રકતના, જોશે નયન અશ્રુ ભરી.

૬૧

થશે ભીષણ ધ્વની તેસમે, દારૂણ સંકટના થકી,
તો વિશ્વ પણ સ્થંભી જશે, નભ મંડળે એ પ્રબળથી.
સમીરના ઉરથી શીતળતાનો, પ્રભાવ ન્યારો થશે,
મુજ મીત્ર થઈ તેવા સમયે, તે ઉષ્ણુતા પ્રગટાવશે.

૬૨

સાગર વિષે જવાળા વહે, બ્રહ્માંડ કંપી થરથરે,
રવી ચંદ્ર તારાઓ કદી, નભ નિયમ ત્યાગીને સરે.
ચોમેર દેશોદેશમાં, ઘન નીર નહી અગ્નિ પડે,
મુજ સત્યતાની કલ્પના, કદી ના ચળે તે નાચળે.

૬૩

ત્રિલોકનો પ્રતિપાળ, સર્જનહાર અંત્રિક્ષ એક છે,
પ્રસુતા–પિતા વળી ધર્મ, મ્હારોસોચો **સનાતન** એકછે
સૃષ્ટીવિષે કે સ્વર્ગમાં, પતિ દેવ મ્હારે એક છે,
છે અમર દિપક અંતરે, પતિ એક તે બસ એક છે.

૬૪

છે ઝુંપડી કંગાળની, એ સ્વર્ગ સમ માની લઇશ,
નિત્ય રાબ મળશે ઉદ્રને, એથી સદા રાજી રહીશ.
નહિ સેજ પણ તૃણ સાદડી, એ સેજથી ઉત્તમ ગણીશ,
કરમાં કનક કંકણ નહિ, તો ચુડીને કંકણ કહીશ,

૬૫

ભલે વસ્ત્ર ઝીણું કે જરીનાં, સ્વપ્ને ના દૃષ્ટી થશે,
તો ખાદી મ્હારા અંગની, પરી પૂર્ણ લજ્જા રાખશે,
કરીને ઘરેઘર ચાકરી, મૂજ ઉદ્રનું પોષણ કરીશ,
નહિ તો રૂડો છે રેંટીયો, સંસાર સેવા માં ધરીશ.

૬૬

ધન માલ હું ધિકકારી ને, નિજ શીયળ સંભાળી રહીશ,
પછી ત્રિલોકના જગનાથ, પાસે ન્યાય લેવાને જઈશ.
તે ન્યાય દેશે સત્યથી, જો શુધ્ધ પારસપર કસી,
ખરૂં રાજ્ય આસન આપશે, બીજે ભવે એ સત્યથી.

૬૭

એ વમળ વિદ્યા અંતરે, જુઠાં પૂરાણોથી ભરી,
સુખ સ્વર્ગ દીશે આ સ્થળે, નથી સ્વર્ગ કે અમરાપુરી.
પ્રપંચથી, કૈ પંડીતો, અજ્ઞાનીને સમજાવતા,
સુખની સરિતા ઓ ભરી, આ વિશ્વનાં દરબારમાં.

૬૮

સૃષ્ટી, ક્રર્તા, ના ન્યાયમાં, જો ન્યાયથી દૃષ્ટી કરી,
શું કસ્તુરીનો દોષ કે, રૂપ અંગથી લીધું હરી.
મૃગ લોચની ગજગામિની, સુંદર સુકંઠી સુંન્દરી,
શું દોષ એ નિર્દોષનો કે, રંકને દૈવે જડી.

૬૯

શુદ્ધા નીરે સરિતા મરી, પણ મોતી સાગરમાં મળે,
શ્રીમંત અને કંગાળમાં, નથી ફર્ક રાખ્યો ઇશ્વરે
પશુ પક્ષી કે જન પ્રાણીઓ, દુ:ખ ચક્રમાં ફરતા ફરે,
સૃષ્ટી કર્તાએ એ વિષે, મહાભેદ રાખ્યો અંન્તરે.

૭૦

આરોગતા અમીરો મીઠા, મિષ્ટાન્ન મેવાઓ કરી,
પણ અંતરે ચીંતા થતી, ભોજન વિષે જ્યાં ઝહેરની.
સુંદર પલંગે પોઢતાં, મખમલ ગદેલાએ ઢળી,
પણ અર્ધ નિંદ્રા દૂર રહે છે, જર માલને ભંડારથી.

૭૧

મહેલો ચણી પારસ તણા, વસે મેડી પર વાસો કરી,
રહે તો છતાં ભય ચોરનો, એ દ્રવ્ય ઇચ્છાએ કરી.
ફરે અશ્વ શસ્ત્રો સાથ લઇ, ભય શત્રુનો હૃદયે ધરી,
કોઈ મારશે સંહારશે, એ ભિષણ ચીંતાએ કરી.

૭૨

અમીરનાં એ સુખો જોતાં, બધી રીતો નિરાળી છે,
પછી શું યાચના એની, ગરીબી એજ સારી છે.
જે દ્રવ્ય આ'વાં દુઃખ દઈ, નિંદ્રા તજાવે નયનથી,
તો સ્વર્ગ છે સંસારમાં, વૃક્ષ પાંદડાંની ઝુંપડી.

૭૩

શુણી શબ્દ અબળાનાં, મહા શૈનાપતિ વિશ્મય થયો,
આશા વમળમાં લુબ્ધ થઇ, ચોમેર નયન ફિરાવતો.
અભિલાષ અંતરમાં ભમે, શ્નેહ શત્રુ થઇ છે દાય છે,
હુવે શી રીતે સમજાઉં હું, આ દુષ્ટ નિર્દય નારને.

૭૪

તજી જાઉં તો એ પાપીણી, ભમતી ભટકતી આવશે,
તો, આ સ્થળે ગુજરી કથા, સૌ સ્નેહીને સંભળાવશે.
મૂજ સ્નેહ પ્રયત્નો કારણે, ભૂપાળ મહા ક્રોધી થશે,
આ ક્રૂર કૃત્યો જાણીને, મમ ભાગ્યને છેદાવશે.

૭૫

આશા ધરી અંતિમ સમય, જરા શાંત થઈ સમજાઉ છું,
નહિતર અસીથી છેદી હું, અહીંથી ગચ્છંતી થાંઉ છું.
ધીકકારતી, મૂજ યાચના, છે નિર્દયા એ નારમાં,
પ્રાયશ્ચિત શું એવી હજારો, પાપીણી ને મારતાં.

૭૬

એ અધમ આશાએ કરી, વિષ નયનમાં દીધું ભરી,
અંતિમ સમય સ્નેહકારણે, ઝટ બાથ બાળાને ભરી.
જકડી ઝનુની હસ્તથી, મહા ક્રોધને શરણે થયો,
અબળા તણા અંતર થકી, વિશ્વાસ, સહુ ઉડી ગયો,

૭૭

ઓ પીશાચ પીંડી પુતળા આ, શું? કરે તે ખ્યાલ કર,
દઇ કષ્ટ મહારા દેહને, તું જુલ્મની વૃષ્ટી ન કર.
સંસાર સુખ માનવ જનો, કુ કૃત્યોથી. લેતા નથી,
વિહંગ, જો કદી વાંદરાનાં, પક્ષમાં રહેતા નથી.

૭૮

સીંહ સુતને સમજાવતાં, ઓ ઋગલી દુઃખી થશે,
જો આ સ્થળે એવે સમે, તુજ પ્રાણ પીડા પામશે.
તહારા હૃદયમાં કલેશનો, સંચાર વધતો જાય છે,
મુજ મોતી તુલ્ય શબ્દો, તહારી ઠોકરે અથડાય છે.

૭૯

મુજ શબ્દથીઓ પાપીયા, તુજને અસર થાતી નથી,
હવે શું કહું કામાંધ તહારો, જૂલ્મ પલટાતો નથી.
કામે બન્યો તું અંધપણ, એ કામ ઝેહેરી સાપ છે,
નિર્બળતણો આ સૃષ્ટિમાં, સહાયક સદા **જગનાથ** છે.

૮૦

નથી પ્રેમ કૈં પાષાણુ કે, પંથે જતાં દ્રષ્ટે ચઢે,
નથી પ્રેમ કૈં ફુળફુલ કે, તે દ્રામથી દર્શન મળે.
પણ પ્રેમી પ્રીયા નામથી, ભટકયા ભવોભવ અવતરી,
પણ પ્રેમને પ્રખ્યો નહિ, છે માનવી કે શ્રીહરી.

૮૧

જો, મત્સ્યગંધા એક, મચ્છીમારની પુત્રી હતી,
ને શાંન્તુની રાજાયે, પટરાણી કરી રાખી હતી.
જો કયાં તે મચ્છી મારને, કયાં શાન્તુની એક રાજભૂપ,
પણ પ્રેમ વશ થાતાં થયા, તે ઊંચ–નીચ બે એકરૂપ.

૮૨

તું રંક છે કંગાળ છે, હું રાજ્યને। શૈનાપતિ,
તો યે ન રાખું ભેદ, એને ખ્યાલકર ઓ સર્પણી.
તુજ ભાગ્યોદયને। ઈંદુ, જો અસ્તે ચળે એ જાય છે,
આ ઘમંડ તારા ધર્મનું, એક પાલકમાં ઉતરી જશે.

૮૩

ભુતળ અને બ્રહ્માંડ બંને, જો કદી ભેગાં થશે,
ચોમેર થાશે અંધકારો, વાયુ વિકટ ક્રોધશે.
ફુટે કદી શલ્યા તડોતડ, વાયુના પ્રબળે કરી,
ધરણી ભલે કંપે છતાં, ક્ષતિધર્મ હું ત્યાગું નહિ.

૮૪

જો મ્હારા શ્વાસથી ઉગતા, તરૂવર પણ બળી જાશે,
જો નાંખીશ પુષ્પપર દૃષ્ટી, તો પુષ્પ શુષ્ક થઈ જાશે.
જો શ્વાસ ખેંચીશ દેહમાં, તો મેરૂ પણ થરથર થશે,
સરિતા તણાં નિર પૃથ્વી કેરા, ગર્ભમાં ચાલ્યાં જશે.

૮૫

કંપી જશે બ્રહ્માંન્ડ ને, કૈ દેવ પણ દુઃખી થશે,
આકાશથી આ વાદળાંઓ, દોડતાં સ્થંભી જશે.
છુપશે પ્રભાકર ગગનમાં, નભે ચંદ્ર પણ છુપી જશે,
મુજ શક્તિના પ્રબળે કરી, ત્રિલોક વિસ્મય પામશે.

૮૬

સાગર ખીલે કુદે અને, પાછો સમાઈ જાય છે,
ખીલે પુષ્પ નવનીધ રંગનાં, તે સ્હજમાં કરમાય છે.
નિત્યે ચઢી નભ મંડળે, રવી કીર્ણું તેનાં નાખતો,
સંધ્યા સમય થાતાં ભુતળ, અસ્તે ચળે ઉતરી જતો.

૮૭

એવી રીતે તુજ જુલ્મની, ઘટમાળ જ્યાં તુટી જશે,
કે ક્રોધ અગ્નિ જીગર જંજીર, તોડીને ચાલ્યો જશે.
થશે કામ ક્રોધ એ કાળ તા'રા, કુ કૃત્યો દૃષ્ટે આવશે,
એ પ્રાયશ્ચિતે ઓ કામીનર, યમદ્વારમાં શીક્ષા થશે.

૮૮

અપમાનનાં પરીણામમાં, અંતિમ સમયપર ધ્યાન દે,
તુજ જીવનચળનો ચંદ્ર, મુજ હસ્તે ગચ્છંતિ થાય તે.
એવું વદી એ કામીએ, ગળું તુર્ત ત્યાં રૂંધી ધર્યું;
પણ શ્રીપ્રભુનાં પ્રબળથી, રૂપ સમયનું બદલી ગયું.

૮૯

વનમંડળે વનરાજ કૈં, ક્ષણ કારણે ફરતો હતો,
ક્ષુધા અને તૃષ્ણા થકી, તરૂ વૃક્ષ વેલ્લી તોડતો.
ત્યાં શબ્દો આ કામી તણા, સિંહના શ્રવણસ્થાને ચઢ્યા,
ઝટ ભિષ્ણ ધ્વની નાંખતો, આવી ચઢ્યો એ સ્થાનમાં.

## બળાત્કાર



એવું વદી એ કામીએ, ગળુ તુર્ત ત્યાં રૂંધી ધર્યું
૮૮...પણ શ્રી પ્રભુના પ્રબળથી, રૂપ સમયનું બદલી ગયું

મધુ પંખિ

# સિંહનો શીકાર



જકડી અનુની હસ્તથી, નાખ્યુ હૃદય ઝટ કોતરી
૯૩... લખી પાપીના શોણીતથી; એ ન્યાયની કંકોતરી

મધુ પંખિ

2807 Lakshmi Art Bombay.

૯૦

શોણીત ભરેલો પીંડ આ, સિંહરાજને દૃષ્ટે ચઢયો,
ભુખ્યા તણું મળ્યું ભક્ષ, એથી હર્ષ પુર્ણ પામીયો.
હિંસક કર્યાં ચક્ષુ અને, તૃષ્ણા રૂધીર પીવા થઇ,
સીંહ નીર્ખતાં સૈનાપતીની, વીરતા ઉડી ગઈ.

૯૧

અબળા પડી ધરણી પરે, ભયે પ્રાણ બ્રહ્માંન્ડે ચઢયો,
અશ્વે ચઢી ઝટ શૈન્ય નાયક, સિંહની સામો થયો.
ખેચી કટારી મ્યાંનથી, એ શત્રુને સંહારવા,
ઊંચો કર્યો ત્યાં હસ્ત, નિશ્ચિય વન પતિને મારવા

૯૨

ખંજર નિહાળી વનપતિ, મહા ક્રોધના વચળે ચઢયો,
ભ્રકુટી કરી ઝટ વક્રને, એ અશ્વપર દોડી ગયો.
એ યુધ્ધનો ધ્વની સુણી, પશુ પક્ષીઓ વિસ્મય થયા,
શા. કારણે વનરાજની, આ ગર્જના આવે અહીં.

૯૩

શૈનાપતિએ તુર્ત ત્યાં, વનરાજને જખમી કર્યો,
પણ વનપતિએ પ્રયત્નથી, જટ પુનઃહલ્લો ત્યાં કર્યો.
જકડી શત્રુની હસ્તથી, નાખ્યું હૃદય ઝટ કોતરી,
લખી પાપીના શોણીતથી, એ ન્યાયની કંકોતરી.

૯૪

શનાપતિ એવી રીતે, એ અરણ્યમાં મૃત્યુ થયો,
સતીનું શિયળ સંહારતાં, સિંહરાજના હસ્તે મર્યો.
સતીપર સિતમ શેતાનનો, સંહાર એ રીતે થયો,
શોણીત પી વન રાજવી, એ સ્થાનથી ઝટ સંચર્યો.

૯૫

વ્યાપક સ્થળે સ્થળ વિશ્વની આછે અજબ ન્યારી કૃતિ,
કે અધમને સંહારીને, પાતક શીરે લેતો નથી.
વળી કયાં હશે ને કયાં વસે, કળ કોઇને પડતી નથી,
સદભકત ને ઉગારવા, એ ગુપ્ત સ્થળ બેઠો નથી.

૯૬

આ વિશ્વમાં એવી રીતે, સતિ ધર્મને સંભાળતી,
લાલચ તજી ધનમાલની, નિજ ધર્મ ઉરે ધારતી.
કીર્તિ તણા કિલ્લા ચણી, સતિ સત્યથી સ્વર્ગે ગઈ,
પણ અમર દિપક તે તણા, ઝળકી રહ્યા આ વિશ્વમંહી.



# સૂર્યોદય

## અરણ્યમાં અટુલી

૯૮

ફર્યું સમયનું ચળ ચક્ર કે, દિન દિવ્ય અરૂણોદય થયો,
ને સમિર ઠંડી લહરથી, તરૂ વૃક્ષને ડોલાવતો.
કા-કા કરે ત્યાં કાગ ને, મ્યુરો મધુર ટહુકારતા,
પીયુ-પીયુ વદી કૈ પંખિડા ફરતા હતા ચરતાં હતા.

૯૯

તરૂ સંગ તરૂ સ્પર્શ થઇ, ઝટ સમિરથી અળગા થતા
વળી સ્નેહના સંચારથી, પાછા અડોઅડ ભેટતાં.
ખીલી પૂષ્પો તરૂનાં હસ્તમાં, મીઠી સુગંધ રેલાવતા,
ગું-ગૂં કરીને ભ્રમર તેનો, સ્નેહ રસ લેતા હતા.

૧૦૦

વિહંગ ત્યાં આ વૃક્ષથી, ઉડી ઉભય વૃક્ષોપર જતાં,
લડતાં ઉડી રમતા અને, પાછા વળી ત્યાં આવતાં.
ફળ પુષ્પો આદિ વસ્તુઓ, સૌ સ્નેહથી ખાતાં હતાં,
ઉડી ઉડાવી સ્નેહીને, જળમાં પડી નહાતાં હતાં.

૧૦૧

વ્યાઘ્રાદિ વનચર પ્રાણીઓ, મંન્દ મંન્દ નિંદ્રામાં હતા,
વળી કૈક આળસ ત્યાગીને, જળ ભક્ષ જેવું શોધતા.
રવિ દેવનાં કિરણો સ્થળે સ્થળ, ઉષ્ણતા દેતા હતા,
જળ પાન રસ એ ખેંચીને, નભ મંડળે પહોંચાડતા.

૧૦૨

એ'વા સમયે વનમંડળે, અબળા અશુદ્ધોમાં હતી,
પણ ઉષ્ણતાએ અંગમાં, ચૈતન્યતા ઝટ સંચરી.
ચમકી ચતુર અબળા અરે !, "હું એકલી," હું એકલી !,"
રે !, શત્રુ મ્હારો કયાં ગયો, એ શોચતી ઉભી થઈ.

૧૦૩

"એ પીશાચ નર ન્હાસી ગયો !," કે પાપીનો પ્રલય થયો !,"
કે વનપતી મારી મરોડી, ભક્ષવા લઈ સંચર્યો.
એ શબ્દોએ કૈં શોચતી, ચોમેર ત્યાં નીર્ખી રહી.
શૈનાપતિના અબ્યો જોતાં, અબળા મહા વિસ્મય થઇ.

૧૦૪

શી દશાને પ્રાપ્ત નર આ, કુ કૃત્યના વમળે ચ'ડી,
કયાં, દેહ—ને—કયાં, પ્રાણ, અરે! રે!" વીરતા સૌ કયાં ગઇ.
આ, હસ્ત મહારા હસ્તને, જકડી દુઃખો જે આપતા,
આ ચર્ણ ધર્ણી માતને, ધમ ધમ કરી કંપાવતા.

૧૦૫

મુજ પ્રાણને સંહારવા, એ કામીનર ઉભો હતો,
ઘડી, એ, ઘડી ખંજર ગ્રહિ, મહા જુલ્મ એ ગુજારતો.
રવિ ચંદ્રને નભ નિયમનું, બળ ખેંચવા, એ બોલતો,
તે આ સમયનાં ચક્રમાં, મૃત્યુ થયો" રઝળી ગયો.

૧૦૬

કળી ના શકે કોઈ વિશ્વમાં, અરે! મોતનાં ચળ ચક્રને,
કયાં દેહ પડશે ને રઝળશે, પ્રાણવાયુ કયાં જશે.
ચડે અધમ પંથે અંધ ત્યારે સર્વ ભૂલી જાય એ,
તે પાપી નર આવી દશાનાં, ચક્રમાં કચડાય છે.

૧૦૭

ઓ જગતના જગનાથ, તહારી આ કૃપા ઝાઝી થઈ
એવી રીતે પહોચાડજે, મુજ આંગણે એ શ્રીહરી.
એવું વદી અબળા હવે ત્યાં, માર્ગ એ'નો શોચતી,
એક પંથ આવ્યો ધ્યાન કે, ધરી ધૈર્ય એ પંથે ચઢી.

૧૦૮

ભૂલે વળી શોચે નિહાળે, માર્ગ પોતાનો ખરો,
જપતી હૃદયમાં રામને, પ્રભુ આસરો તહરો ખરો.
પહોંચાડ કે તું માર તારો, આશરો ઉરે ધર્યો,
એ'વા વિચારે પંથ પાછો, ક્રમણવા નક્કી કર્યો.

૧૦૯

મળે માર્ગ બે ત્રણ ત્યાં રડે, કયો માર્ગ મ્હારો છે ખરો,
વિશ્વાસ ત્યાગે ને ધરે, એ ઘર તરફ જાવા તણો.
કૈ વલ્લીકાની ઝાડી મહી, અથડાઈ ને ધરણી પડે,
કંટકતણા ડંખે કરી, અરે! ચર્ણોથી રક્ત ઝરે.

૧૧૦

નાંખે નિઃશાશાઃ ને રડે, આ શી દશા માહરી થઈ,
છું શુદ્ધિમાં કે બાવરી, હવે કૈં મને સુઝે નહિ.
એ બોલતી કૈં સોચતી, પાશાણથી અથડી પડી,
કપોળપર .પડયો જખ્મ, ત્યાં શ્રી રામને સંભારતી.

૧૧૧

રોતી અરણ્યે એકલી, અરે! અશ્રુ એ વરસાવતી,
ને જખ્મને દાબી ધરી, કીરતાર જપ ઉચ્ચારતી.
પ્રભૂ તેં ઉગારી શું મને, આ કષ્ટ દેવા કારણે,
હવે શી રીતે પહોંચીશ, આ'વા સંકટે મુજ બારણે

૧૧૨
દુઃખમાં વધારો એ સમે, શ્રી શાહુસ્ત્ર સ્વામીનો થયો,
કે ઉષ્ણુતાથી પ્રાણુ, અબળાનો હવે પ્રયાશી થયો.
સાગર સરિતાઓ તમો, શા કારણે નાહસી ગ્યાં,
શા કારણે તમ અંતરે, વ્યાપી અરે! રે નિર્દયા.

૧૧૩
ઉપકારનાં કરનાર તે, અપકાર લેઇ સામાં થયા,
શું દોષ માહરા ભાગ્યનો, વ્યાપી સ્થળે સ્થળ નિર્દયા.
એ'વા વીચારોમાં ભટકતી, ભામની એ વન મહીં,
થૈ મર્ણ તુલ્ય તો છતાં, એ ચાલતી પંથ કાપતી.

૧૧૪
થોડા સમયમાં એક વડનાં, વૃક્ષની છાયા મળી,
શ્રમીત અબળા સંકટે, ત્રાસી અરે! પ્યાશી થઇ.
**ઓ રામ શ્રી ભગવાન, જળ કે ભક્ષ કંઇ મળતું નથી.**
**કોઇ માનવી કે પક્ષી, મહારી વાત સાંભળતું નથી.**

૧૧૫
કંપે શરીર ને સ્વાસ લેતી, ધરણીપર અબળા ઢળી,
ને જખ્મપરના રકતને, પાલવ થકી ત્યાં લુછતી.
ત્યાં પ્રાણુ પ્રિયતમ નાથની, ચીંન્તા ઉરે આવી ચઢી,
એક પ્યાશ–બીજું દુઃખ, ત્રીજા કષ્ટ નિ જખમી થઈ.

૧૧૬
મુજ પ્રાણુ પ્રિયતમ ક્યાં હશે, મુજ રાહ એ જોતા હશે,
રોતા હશે ફરતા હશે, તે ક્યાં હશે તે ક્યાં હશે.
મુજ વ્યોગથી તેના હૃદયમાં, વેદના થાતી હશે,
એ પ્રેમી પ્રિયતમ નાથની, અરે! રે! દશા કેહવી હશે.

૧૧૭

નિશ્ચય મુને વીશ્વાસ તે, મુજ વ્યોગથી રોતા હશે,
જળ–પાન સૌ ત્યાગી અરે!, મુજ રાહ એ જોતા હશે.
એવા તરંગો આવતાં, ઝટ જોશમાં ઉભી થઈ,
જપતિ ઉરે પતિનાથ એ, તુર્તા તુર્ત પંન્થે પડી.

૧૧૮

થોડા સમયમાં પંન્થ, એહુના લક્ષનો દ્રષ્ટે ચઢયો,
વિશ્વાસ આવ્યો અંતરે, ઘર ગામ પહોંચ્યા નોંખરો.
છે ધ્યાન મુજને માંર્ગ આ, અહીં એક દિન આવી હતી,
પતિ કારણે આ જંગલે, જળ ભક્ષનું લાવી હતી.

૧૧૯

તે નોકરીને કારણે, આ જંગલે આવ્યા હતા,
મુજ માતૂ તુલ્ય સાસુને, પણ સાથમાં લાવ્યા હતા.
સંધ્યા સમયપર સ્નેહથી, અહીં એકલા બેઠા હતા,
પતિ દેવ માહરા તે સમે, મુજ અધર રસ લેતા હતા.

૧૨૦

પ્રેમે પરસ્પર પ્રેમનિ, કથની હમો સંભળાવતાં,
પતિ દેવ મુજને પ્રેમથી, વહાલી કહી બોલાવતા.
હું નયન નીચા રાખીને, ઉત્તર ધીમેથી આપતી,
શ્રમિત શ્રીપતિ નાથના, ચર્ણો ધરી હું ચાંપતી.

૧૨૧

તે પ્રાણ વલ્લભ નાથની, જઈ ભેટ હું ક્યારે કરીશ,
પહોંચી હવે આ ગામમાં, પણ નાથને ક્યારે મળીશ.
દરશન કરી તે દેવને, મુજ કષ્ટ હું ક્યારે કહીશ,
વહાલા કહી પતિ દેવને, હું બાથમાં ક્યારે લઇશ.

૧૨૨

હૈયા તણા તે હારને, આ કંઠમાં ક્યારે ધરીશ,
વ્યોગે પીડાતા પ્રેમીનાં, હું ચર્ણુમાં ક્યારે પડીશ
એ બા'વરી બકતી બીચારી, પ્રેમીને મળવા થકી,
આવી ચઢી નિજ ગામમાં, છે જ્યાં ગરીબી ઝુંપડી.



# અરણ્યમાં અટુલી



ઓ રામ શ્રીભગવાન, જળ કે ભક્ષ કંઈ મળતું નથી
૧૧૪...કોઇ માનવી કે પક્ષી, મારી વાત સાંભળતું નથી

મધુ પંખિ

# સ્નેહ મીલન



૧૩૦... વહાલા જુઓ શાન્તી અહીં, આ કોણ તે શોચ્યો જરી
તમ નાથ મ્હારા છો અને, હું આપની પ્રાણેશ્વરી

મધુ પંખિ

2807 Lakshmi Art, Bombay.

# પીડાતો પ્રેમી.

૧૨૩

વીશાળ વૃક્ષની છાંયમાં, એક તરૂણ નર બેઠો હતો,
રોહતો વળી કૈં શોચતો, ઘડીએ ઘડી જોતો હતો
પુછે કદી કોઇ આવી તો, નહી પ્રશ્ન ઉત્તર આપતો,
અશ્રુ વહે ચોધાર ને, ઉંડા નીઃસાસા નાંખતો.

૧૨૪

પ્રિયા તણા વ્યોગે અરે! આ શુન્ય સ્થળ દેખાય છે,
જીવું અહીં શા કારણે? મમ પ્રેમ પુલ કરમાય છે.
જા જીવ આ દેહ ત્યાગીને, તું વ્યોગથી બસ ઝહેર ખા,
જા જગ્ત છોડી પાપીયા, બસ દુર થા બસ દુર જા.

૧૨૫

તુજ દેશ અંતર બાગમાં, અગ્નિ ભભકતો છે હવે,
છોડી હવે એ દેશ ભૂમી, અન્ય સ્થળમાં મ્હાલજે.
એવું વદિ પાશાણ લઈ, બ્રહ્માંડમાં માર્યો ધરી,
રૂધીર ધારા વ્યાપી ને, આવી ચઢી ઝટ તંમરી.

૧૨૬

પડયો પ્રેમી દિવાનો અને, એ વેદના વધતી ગઈ,
પડયો ત્યાં પુકારે પ્યારીને, તું ક્યાં ગઈ તું ક્યાં ગઈ.
ઓ જીવ ઝેહેરી નાગ, જા આ વિશ્વમાંથી દુર થા,
ચલ નીકળ મુજ દેહથી, તું દુર થા બસ દુર થા.

૧૨૭

ગઈ સ્નેહની શીરોમણી, આ જગ્ત ઘટ છોડી કરી,
ત્યાં ભેટવા જા પ્યારીને, આ પાપી પીંજરથી સરી.
એવા દુઃખે એ પ્રેમી નર, ત્યાં રક્તમાં પોઢયો હતો,
પાશાણ માર્યો તો છતાં, નહિ પ્રાણ એ’ને છોડતો.

૧૨૮

શાને ડરે ઓ જીવ જાલીમ, જગ્તથી જાવા કરી,
ધિક્કાર છે તુજને હવે, અપમાનથી બેઠો અહીં.
પણ એ સમે એક તરૂણ, અબળા એ સ્થળે આવી ચઢી,
નિર્ખી દુઃખીનાં કષ્ટને, રોતી ધીમે બોલી જરી.

૧૨૯

શું નાથ પ્રિયતમ પ્રાણ, બોલો આ દશા કોણે કરી,
આ જખ્મને આ રક્ત એ, શા કારણે બોલો જરી.
એ પ્રેમ ઘેલો પ્રેમી તેહના, હસ્તને ધીક્કારતો,
જાવા દીયો જાવા દીઓ, એ શબ્દ બસ કહેતો હતો.

૧૩૦

**વા ડુલા જુઓ શાન્તી ગ્રહી, આ કોણ તે શોચો જરી,**
**તમ નાથ માહરા છો અને, હું આપની પ્રાણેશ્વરી.**
શ્રવણે પડયા આ શબ્દો કે, એ પ્રેમી નર બોલ્યો તહીં,
શું સ્વપ્ન કે તું તેજ છે, આ રંકની પ્રાણેશ્વરી.

૧૩૧

નિર્ખી પરસ્પર પ્રેમના, અશ્રુ વહે નયનો થકી,
ઝટ જોશમાં જકડી દિવાને, બાથ બાળાને ભરી.
બોલે છતાં બોલાય નહિ, અકળાય સ્નેહ અંતર મહી,
ભેટયાં પરસ્પર વૃક્ષ, વલ્લીકા સમા સ્નેહે ધરી.

# કષ્ટ નિવેદન.

## ગઝલ સોરઠી.

મમ કષ્ટની કથની કહું સુણો સલુણા સ્નેહથી
 વનમંડળે મુજ પ્રાણને, શું વેદના થાતી હતી; મમ

પુકારતી ત્યાં ઈષ્ટને વ્હારે ચ્હડો ઓ શ્રીહરી,
 મમશીયળલુંટેશત્રુ જેથી, સહાય આવો શ્રીહરી; મમ

એક હસ્ત તેના હસ્તમાં, એક હસ્તથી છુટી હતી
 તે હસ્તથી મુજ વસ્ત્રને, ઘડીએ ઘડી સંભાળતી; મમ

ચર્ણે પડી તે કામીને, સમજાવતી હું મનાવતી,
 પણ કામીનરની કામઈચ્છા, સ્હેજ પલાટતી નહતી; મમ

નિર નયનથી સરિતા સમા અરે તે સમયે વહેતાં હતાં,
 રોમાંચ મ્હારા અંગનાં થરથર થતા ત્યાં કંપતા; મમ

પણ એ અસર તે કામીને તલમાત્ર પણ થાતી નહતી,
 ચળી ઈશ્ક ઈચ્છા અંતરે, તે પલ્ક પલટાતી નહતી; મમ

હું તે સ્થળે તે'વે સમે, ઉંડા નીસાસા નાંખતી,
 મમ સત્ય શિયળ કુંભને, સંભાળવા ઘેલી હતી; મમ

જકડી મને એ જુલ્મથી, ઘડીએ ઘડી સ્નેહ યાચતો;
અરે કેશ ખેંચી કામીએ, ધરણી પરે ધરી નાંખતો; મમ

સમયે સમયે બળ વાપરી, એ પાપીથી અળગી થતી;
પાલવ ધરી ભિક્ષા મહીં મુજ શિયળસેવા યાચતી; મમ

અંતીમ સમય એ કામી નર મહા ક્રોધના વમળે ચઢયો,
મુજ હૃદયથી મમ ધર્મનો વીશ્વાસ સૌ ઉડી ગયો. મમ

સહી કષ્ટ તો એ પાપીના, મુજ શીયળ સંરક્ષી રહી,
એ સત્યના પ્રબળે કરી, શ્રીવિશ્વ એ કરૂણા કરી, મમ

વનમંડળે વનરાજ આવી, એ પાપીની સ્હામો થયો;
મુજને ઉગારી કષ્ટથી, તે કામીને લઈ સંચર્યો. મમ

મધુપંખિ.

સમાપ્ત.

# કિસમતની કહાણી.

## ગઝલ.

અહા ! કિસમત અરે ! કિસમત;
અરે ! રે ! તું રડે શાને ?
જગતમાં સુખ ભાસીને;
સુખોદયપર ચઢે શાને ?
લખાવ્યું દુઃખ ઓ ! ભુંડા;
અરે ! રે ! તું રડે શાને ?
પુર્વની કર્મ કયારીનાં;
ફુલો લેતાં ડરે શાને ?
વીચાર્યું ના ભુંડા ભોગી;
અરે ! રે ! તું રડે શાને ?
ચઢી તું કર્મ ચકડોળે;
છુપી શિક્ષા ગ્રહે શાને ?
ગણી તું ઝેહેરને અમૃત;
અરે ! રે ! તું રડે શાને ?
તજાવી ઈષ્ટની માળા;
બતાવે કર્મ તું કાળા.
વદે વિઠ્ઠલ ભુંડા કિસમત;
અરે ! રે ! તું રડે શાને ?

મકુપંખિ.

# યમદેવનું આમંત્રણ.

## રાગ–હઠ છોડ સખી.

### યમદૂત.

ચલ ઉઠ મુસાફીર માન કહા, તોહે યમદેવ આજ
બુલાવત હયઁ.
સબ છોડ દીજે કચ્છુ સંગ નલે, તોહે...................,
ધન મહેલ બાગ ન ધ્યાન કીજે, જરમાલ કચ્છુ નતું સંગ લીજે.
કિયે પાપ પુન્ય વો સંગલીજે, તોહે...................,
ચલ ઉઠ મુસાફીર માન કહા, તોહે યમદેવ આજ
બુલાવત હયઁ.

### આત્મા.

ધન માલ ભર્યો નહિ દાન કિયો, નિજ કર્મ ભૂલ્યો પ્રભૂકો જગમે,
સદ ધર્મ ભૂલ્યો સ્નેહ વૈભવમેં, મેરો પાપ મુજે એ
પીડાવત હયઁ.
તોરે સંગ ચલું મુજે શર્મ લગે, નમે સ્નાન કિયો નદીકે કુંડમેં,
ઐસે પાપી પ્રાણકો કીસબીન, વો અરે! યમદેવ યહાંસે
બુલાવત હયઁ.
ધન માલ ભર્યો નહિ દાન કિયો...................,

### યમદૂત.

યહીં મૌજ મઝા તુંને બહોત કિયા, ધનમાલ ગરિબોંસે લૂંટ લીયા.
કેંકો તુંને દુઃખદીયો જગમેં, તોહે યમદેવ...................,

નિત પાપસે ચૈશ કીયો હયઁ તુંને, ભવ ભ્રાંત ભૂલ્યો પ્રભુકો જગમેં.
વો ન્યાય અન્યાય કી ભેટ, લી ને, તોહે યમદેવ..........,
ચલ ઉઠ મુસાફીર માન કહા, તોહે યમદેવ આજ
બુલાવત હયઁ.

### આત્મા.

નહિ માત પિતાસે મીલાપ હુવો, નમે પુત્ર પ્રીયાકો દો
બાત, કીયો.
મહેલ બાગ મેરો અબ શૂન્ય હુવો, અરે, માન મુજે કયું
પીડાવત હયઁ.
અબ છોડદો મૈય કુચ્છ દાન કરૂં, ધનમાલ ગરિબકો ભેટ ધરૂં,
ધરૂં ધ્યાન પ્રભૂકો તું માન મેરા, અરે ! યમદેવ યહાંસે
બુલાવત હયઁ.
મહેલ બાગ મેરો સબ શૂન્ય હુવો, અરે !..........,

### યમદૂત.

નહી માત પીતા તેરે સંગ ચલે, નહી પ્રાણ પ્રીયા તોરી સંગ જલે,
તુજે મીત્ર ભ્રાત ન રોક શકે, તોહે.................
અબ પ્રેમકી માયા છોડ દીજે, નહીં બાગ રંગ કચ્છુ યાદ કીજે,
સજકે કફની મોરે સંગ ચલો, તોહે..............,
ચલ ઉઠ મુસાફીર માન કહા, તોહે યમદેવ..........

મધુપાંખ.

# સમયનું ચક્ર.

## ગઝલ.

સમય આ વિશ્વમાં સૌને, જુવો કેવો સતાવે છે?
કરોડોને નમાવે ને, કરોડોને ભમાવે છે.
ચ્હડીને તખ્તપર લાખો તણો ઈન્સાફ આપે છે.
સમય રૂઠયો કે એ નરનું, કસાઇઓ શીર કાપે છે.
ઋષિ તપ્સી કે સન્યાસી, ભમે નિજસત્યને યાચી,
સમયરૂઠયો કે એયોગી, અરે! ભોગી ગણાયે છે.
વિલાસી મહેલના વાસી, રહ્યા નિજસુખમાં નાચી,
સમયરૂઠયો કેએ સુખો, અરે પલમાં લુંટાઈ છે.
લગ્નનાં વાગતા વાજાં, ગીતો આનંદનાં ગાયે,
સમયરૂઠયો કેએ સ્થાને, અરે! રોતાં જણાયે છે.
અરે જે ધર્મનાં સ્થાને, ગીતાના ગુણ ગાયે છે.
સમયરૂઠયો કેએ સ્થાને, પશુ પક્ષી કપાયે છે.
વિહંગો બાગનાં વૃક્ષે, રૂડાં ગીત ગાન ગાયે છે,
સમયરૂઠયો કેએ સ્થાને, ઘુવડ ગીધો જણાયે છે.
વદે વિઠ્ઠલ સમય તહારી, કળા કૌશલ્યતા ન્યારી,
પ્રબળ ત્હારૂં નિહાળીને, ગયા કૈં દેવ પણ હારી.

મધુપંખી.

# પાપનો પશ્ચાતાપ.

## ગઝલ.

કર્યાં તેં કર્મ કાળાં ને હવે પસ્તાય તું શાને?
પડયો તું મર્ણના મોજે હવે મુંઝાય તું શાને?
જગતમાં ઝહેર તેં વાવ્યું, સુઝયું ના તે સમે સારૂં,
કુકૃત્યોની જપી માળા, હવે પસ્તાય તું શાને?
લુટયાં કંગાલનાં સુખો, દુઃખો તેં રંકને આપ્યાં,
ઘણાને જાનથી માર્યા, હવે મુંઝાય તું શાને?
ઠગ્યા કૈ મીત્રને પ્રીતે, બનાવ્યા ભગ્ન ભીખારી,
જીગર છેદ્યાં ઘણાનાં ને, હવે પસ્તાય તું શાને?
બિચારી ભોળી બાળાને, ફસાવી લાલસી જાળે,
તજાવ્યો ધર્મ ત્હેનો ને, હવે મુંઝાય તું શાને?
ગૌઓને કત્લખાનામાં, કપાવા કારણે વેચી,
કમાણી એ ગ્રહી પ્રીતે, હવે પસ્તાય તું શાને?
તજી કીરતારની માળા; પીધા તેં પાપના પ્યાલા;
રચીને પાપનાં પંથો, હવે મુંઝાય તું શાને?
કહે વિઠ્ઠલ અરે ભુંડા, કર્યાં કૃત્યો તેં આ કુડાં,
છુપી શિક્ષા તને છેદે, હવે પસ્તાય તું શાને?

મધુપંખિ.

# સત્ય સિદ્ધિ.

## ગઝલ કવ્વાલી.

ભભકતી આગમાં નાંખો, છતાં ના સત્યથી–ફરશું,
પીડા આપો ગળું ચાંપો, છતાં ના સત્યથી–ફરશું.
તમારા જુલ્મની બેડી, તણી દરકાર ના–કરશું,
અસિ મારો હૃદય ફાડો, છતાં ના સત્યથી–ફરશું.
સુખો છોડી સકળ પ્રિતે, જીવન દુઃખે મઢી–લઇશું,
પીવાડો ઝહેરના પ્યાલા, છતાં ના સત્યથી–ફરશું.
સુશોભિત મહેલને છોડી, જીવન ભર ઝુંપડે–ઠરશું,
લુંટી લ્યો દ્રવ્યને મહેલો, છતાં ના સત્યથી–ફરશું.
ક્ષુધા તૃષ્ણા તણાં દર્દો, તણી દરકાર ના–કરશું,
ગળાં રેંસો હમારાં તો, છતાં ના સત્યથી–ફરશું.
પ્રિયા પરીવારને ત્યાગી, ભલે વ્યોગી બની–ફરશું,
ભટકશું ભિક્ષુ થઇ ભવમાં, છતાં ના સત્યથી–ફરશું.
હમારો નેક પલટે તો, હમો દુન્યા તજી–દઈશું,
શીરે તલવાર મારો તો, છતાં ના સત્યથી–ફરશું.
વદે **વિઠુલ** સકળ બન્ધુ, જગતમાં સત્યપર–ઠરશું,
ગ્રહીને સત્યની નૌકા, સકળ ભવ સત્યથી–તરશું.

**મધુપંખિ.**

# સ્વાર્થી સ્નેહી.

## ગઝલ.

અરે! ઓ પુષ્પના ભોગી, હવે તું જાય છે શાને?
તજી આ સ્નેહની ક્યારી, અભાગી થાય તું શાને?
કરી તેં પુષ્પની વાડી, ક્યારી કંટકે બાંધી.
ખીલાવીને અરે! ખુની, હવે તું જાય છે શાને?
કળી કોમળ હતી ત્યારે, નીહાળી તું શું શું કરતો.
ખિલેલા પુષ્પને છોડી, હવે તું જાય છે શાને?
ધીમે આવી ધરી પ્રિતે, અરે! રે ડંષ દેતો તો.
લુંટી મુજ પ્રેમ તંતુને, હવે તું જાય છે શાને?
શરમ મેં સંકટે છોડી, કળી તુજ કારણે ખોલી.
ઉંડી આશા કચેડીને, હવે તું જાય છે શાને?
હતી તૃષ્ણા તને ત્યારે, દિવાનો થૈ અહીં ફરતો.
લુંટીને સ્વાર્થના સ્નેહી, હવે તું જાય છે શાને?
તું મહારા સ્નેહને યાચી, ફરે ઉદાસ તું શાથી?
ડુભાવી ડંખના દર્દે, હવે તું જાય છે શાને?
અરે! પ્રેમી અરે! પ્યાસી, હવે મુંઝાય તું શાને?
ઘણું કહેવું નથી ઘેલા, હવે તું જાય છે શાને?

# વિરહી કોયલનો કલ્લોલ.

## ગઝલ સોરઠી.

કોયલ કલોલે વૃક્ષપર, પીયુ! પીયુ! કહી પુકારતી.
શીતળ સમિરથી થરથરી, પતિ દેવને સંભારતી.
આ વૃક્ષથી તે વૃક્ષપર, ઘડીએ ઘડી દોડી જતી.
અરે શુન્ય સ્થળ વીકાશીએ, પીયુ! પીયુ! કહી પુકારતી.
વિરહથી બની એ બાવરી, ચોમેર કંઠ સુણાવતી.
નાંખી નિઃસાસા પ્રેમના, પીયુ! પીયુ! કહી પુકારતી.
સંધ્યા સમય થાશે હવે, રવિ વ્યોમ સ્થળ છોડી જશે.
વાયુ વહી અરે! વૃક્ષને, થરકાવશે કંપાવશે.
રેણી સજી શૃંગારરે! ભિન્ન ભિન્ન રૂપ દીપાવશે.
વ્યોમે ચઢી કૈં વાદળાં, અરે દોડશે ભેગાં થશે.
ખિલશે નવેલી ચાંદની, રૂપ ચીન્હ નયન ફિરાવશે.
પળમાં છુપી પળમાં ખિલી, શશી નાથને સમજાવશે.
શણશણ થશે રજનિ અરે! ભયભીત ભૂમી લાગશે.
ને નાગ્રિકો નિવાસમાં, નિદ્રા તણે શર્ણે થશે.
એવે સમે મમ અંતરે, સ્નેહ વેદના કેહવી થશે.
આ બાવરી બેહાલના, પતિ દેવ ક્યાં છુપા હશે.
છુપા હશો કોઈ સ્થાનમાં, આ દાસીને આવી મળો.
ડુબતા હૃદયને દાન દઈ, આ દાસીને દીપાવશો.

મધુપંખિ.

# પ્રેમ વ્યોગી.

## ગઝલ.

વિહંગો વૃક્ષપર બેસી, અરે નયનો મીચાવો છો;
પ્રિયા વ્યોગે પીડાઉં હું, તમો આનંદ થાવો છો.

ઉડો આ વૃક્ષ છોડીને, પિયાની શોધ લાવોને;
તમારી પાંખની પ્રીતી, મને આજે બતાવોને.

વહે છે અશ્રુની ધારા, પ્રિયાને કો સુણાવોને;
જવો આ પ્રેમ પંખીનો, કોઈ પેગામ લાવોને;

બળે છે આગ અંતરમાં, પ્રીયાને કો સુણાવોને.
પિયાના પ્રેમી હૈયાનો, કોઈ પેગામ લાવોને;

પિધા છે ઝહેરના પ્યાલા, પ્રિયાને કો સુણાવોને.
દવા એ દર્દની ક્યાં છે, કોઈ પેગામ લાવોને;

જવો જલદી જવો જલદી, મને બળતો બચાવોને.
અમિની પ્રેમ કયારીનો, કોઈ પેગામ લાવોને.

ભભકતી આગ અંતરની, અરે! રે કો બુઝાવોને;
દયા લાવી દિવાનાનો, કોઇ પેગામ લાવોને.

મધુપંખિ.

# કદરનો કસાઈ.

ગઝલ.

વફાદારી કરે તે'ને, કદર આ'વી બતાવો છો!
નમે તમને તમો તે'ને, જમીન માંહે દબાવો છો!
કમાઈ રંકની ખેંચી, તમો ધનવાન થાઓ છો!
દુભાવી રંકનાં હૈયાં કદર આ'વી બતાવો છો!
લુંટી હથીયાર રંકોનાં, શીરે છુરી ચલાવો છો.
ગળાં રેંહશી ગરીબોનાં, કદર આ'વી બતાવો છો!
ગધેડાંને સુવર્ણોનાં, બીછાનાપર સુવાડો છો.
કરોછો કત્લ ઘોડાને, કદર આ'વી બતાવો છો!
કકળતા કાગને પાળી, નકામા કાં પઢાવો છો.
મરોડી પાંખ પોપટની, કદર આ'વી બતાવો છો!
વિષારી સર્પને પાળી, પૈય પ્રિતે પીવાડો છો.
ભુખ્યા ગૌ બાળને રાખી, કદર આ'વી બતાવો છો!
લુંટીને હંસનાં મોતી, તૃણ ચારો નખાવો છો.
ચરે શાને મરે છે તે, કદર આ'વી બતાવો છો!
ઉડાવી બાગથી બુલબુલ, રૂડાં વૃક્ષો કપાવો છો.
ચણો ત્યાં ગીધના માળા, કદર આ'વી બતાવો છો!
કહે વિઠ્ઠલ કદરમાં તો, કદર કરનાર ન્યારો છે.
જપો નિજ આશરો તે'નો, કદર તે આપનારો છે.

મધુપંખિ.

# શેઠ કે શૈતાન.

## ગઝલ.

અરે ! ઓ શેઠજી માહરા, દીલાસો કૈંક આપોને,
હમારા બાળકો પ્રત્યે, હવે કૈં રહેમ રાખોને.
હમારા દુઃખના કીલ્લા, હઠાવવા હાથ આપોને,
પગારોમાં વધારાનું, જરા કૈં લક્ષ આપોને.
બજારોમાં બધી વસ્તુ પરે, મોંઘાઈ ચાલે છે,
હમારા બાળકો હમને, રડી નિત્યે પ્રજાળે છે.
હમારાં પેટ પોષણમાં, જુવો તોફાન ચાલે છે,
કરજદારો હમારી લાજને, કોરટ ચઢાવે છે.
તમારા બાપની બેંકો, હમારે નામ કીધી છે,
તમે છુપી કમાણી કૈં, હમોને લાવી દીધી છે.
અહીં આવી નકામા શીરને, ખાલી દુખાવો છો,
જવો બીજે સ્થળે જઇને, તમો ઝાઝું કમાવોને.
અરે ! રે શેઠજી માહરા, તમો આ શું સુણાવો છો,
બળેળાને તમોતો આગનાં, ભડકા બતાવો છો.
તમારાં પુર્વના પાપે, તમો દુઃખે દબાયા છો,
તમારા દુઃખપર બોલો ? હમારા શું ઈજારા છે.
કહે વિઠ્ઠલ અરે ! ધનવાનમાં પણ એ સુધારો છે,
અરે એ શેઠ કે શૈતાન, કે જે બુદ્ધિ વિનાનો છે.

મધુપાંખ.

# જખમારવા મંડળ ભરે.

## હરિગીત છંદ.

૧

જે કોમમાં કૈં ન્યાય કે ઇનસાફ ના દૃષ્ટિ પડે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૨

નહિ દાદ કૈં ફરિયાદ કોઇની વાતનાં શ્રવણે ધરે.
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૩

વિદ્યા વીના કૈં બાળકો પીડાય પુસ્તક ના મળે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૪

જોડે કજોડાં લગ્નનાં બાળા બીચારીઓ રડે;
જખ મારવા તે કોમનાં અધિકારીઓ મંડળ ભરે.

૫

યુવાન અબળા ધર્મ છોડી અન્ય પંથે પરવરે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૬

પરણી પીડાયે બાળીકા સુખ હોયના શ્વસુર ગ્રહે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૭

વિધવા બાચારીઓ રડે નહિ પેટને પોષણ મળે.
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૮

વાંઢા છુપા બેસી રડે બાળા કુંવારીઓ ફરે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૯

કન્યા તણો વિક્રય કરી એ દામથી ખીસા ભરે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૧૦

તોડે જડેલા લગ્નને પતિ પત્નિને છુટાં કરે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૧૧

બાળે યુવન યુવતીઓ વ્યભીચારણી થંને ફરે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

૧૨

વિઠ્ઠલ વદે જે કોમમાં આ'વી રૂઢી દૃષ્ટી પડે;
જખ મારવા તે કોમના અધિકારીઓ મંડળ ભરે.

મધુપંખ.

# કન્યાનો કસાઇ.

## ગઝલ કવ્વાલી.

પિતાજી દામ લૈ મારા તમો આનંદ થાવો છો;
જીવન મ્હારૂં કચેડીને તમો હર્ષે પુલાવો છો.
કજોડાની કડી જોડી, તમો ધનવાન થાવો છો;
હમારી હાય! સુણો તો, અરે! રે લોહી પીવો છો.
દલાલોના મીઠા શબ્દે, તમો ભોળાઈ જાવો છો;
કરાવી કત્લ કન્યાને, અરે! રે લોહી પીવો છો.
કસાઇઓના છરા જેવા, રૂપૈયા તો કમાઓ છો;
પ્રભૂ તુલ્યે પીતા થૈને, અરે! રે લોહી પીવો છો.
હમારા સ્વર્ગને તાળું તમો એવું ચઢાવો છો;
હમારાં કાળજાં કોરી, અરે! રે લોહી પીવો છો.
જગતમાં જીવતી બાળા, ચીતા માંહે ચણાવો છો;
તમો અન્ધા બની આ તો, અરે! રે લોહી પીવો છો.
મુછોપર તાલ મારીને, લીલામોએ ભરાવો છો;
કમાઓ દામ કન્યાનાં, અરે! રે લોહી પીવો છો.
તમારા ધર્મને દ્વારે, તમો તાળું ચઢાવો છો;
પીડાવી એ રીતે બાળા, અરે! રે લોહી પીવો છો.
અરે! ઓ કોમના નેતા, તમો આંખો ઉઘાડો ને;
વદે વિઠ્ઠલ કસાઇઓથી, એ બાળાને બચાવોને.

મધુપંખિ.

# સનમ ઘેલો.

## ગઝલ.

ચઢીને પ્રેમ હિંડોળે, મને બંસી બજાવવા દે;
અહા માશુકના હસ્તે, બનેલું પાન ખાવા દે.
સુંવાળી સેજની શોભા મને જઇને શોભાવા દે;
ગળે ગુંજી પરસ્પર સ્નેહના નયનો મીલાવા દે.
અધર રસ પ્રેમથી પીને, મને ગુલતાન થાવા દે;
સનમને છાતીએ દાબી, મનોવૃત્તિ સમાવા દે.
ગઝલને ભૈરવી તેહની, સુકંઠે ગાન ગાવા દે;
અહા-હા નાજને નખરાં, તણાં નયનો મીલાવા દે.
અડો અડ નયન રાખીને, ઉમળકાને વધાવા દે;
જીગર સાથે જડી પ્રિતે, હૃદય હર્ષે પુલાવા દે.
કહે વિઠ્ઠલ સનમ ઘેલા, સનમ બાજી ઉઠાવી દે;
સનમના સ્નેહની માળા, છુપાવી દે છુપાવી દે.
સનમ તુહને ન માને ને, સનમપર તું મરે શાને;
સનમ પ્યારી સનમ જંખી, સનમ પંથે ફરે શાને.
સનમ કાજે શરમ ત્યાગી, શીરો ત્યાગ્યા સનમ શસ્ત્રે;
રડે લાખો સનમ ભોગી, સનમ પોથી છુપાવી દે.

મધુપંખિ.

# કુફર વિલાસ.

## ગઝલ.

અરે ઓ નાર નખરાળી, વમળપર તું ચઢાવે છે;
લુંટી ધન માલ કૈં કોના, હવામાં તું ઉડાવે છે.
કહે વાહલા વળી પ્યારા, હૃદયની થાય તું માળા;
ગુંથી એ પ્રેમ દોરીથી, હવામાં તું ઉડાવે છે.
બનાવે મુર્ખને શાણા, ભમે કૈં ભોગી દિવાના;
વિષય વામાં રમાડીને, હવામાં તું ઉડાવે છે.
પ્રપંચે પ્રેમને બાંધી, લુંટે સૌ સ્નેહની બાજી;
ભમાવી પ્રેમ નયનોથી, હવામાં તું ઉડાવે છે.
તજાવે ધર્મની માળા, ભુલાવે ભાન નખરામાં;
બતાવી સ્વર્ગની આશા, હવામાં તું ઉડાવે છે.
પીવાડી પ્રેમની પ્યાલી, હૃદય ભોળું જણાવે છે;
પછી એ પ્રેમ પંખિને, હવામાં તું ઉડાવે છે.
ગળે ગુંજી રમી રંગે, ઉંડી આશા બતાવે છે;
પછી એ પ્રેમ તોડીને, હવામાં તું ઉડાવે છે.
કથે વિઠ્ઠલ અરે એ નારીઓ, નયને નચાવે છે;
ઉડવી પ્રેમ દોરીથી, હવા માંહે કપાવે છે.

મધુપંખિ.

# આ તે નારી કે મોટર ગાડી.

## કોરસ—ઇંગ્લીશ.

કળીયુગ તણો સુધારો દુનિયામાં એ વહેવાર
પુરૂષ બન્યા ખટારા. થૈ સ્ત્રી મોટર કાર્ટ—કળી०
પુરૂષ ભલે કમાવે, મોટર બેસી સૌ ખચ
પુરૂષ ખટારો જુનો, મોટર ખેંચે ત્યાં જાય—કળી०
શણગાર સજે રૂપાંળા, નખરાળી એહની ચાલ
પુરૂષ પછાડી ચાલે, તેહના નીરખો બેહાલ—કળી०
ફેશનમાં ફાશ પુલેલી, બહુ હોય તેની સાહેલી
કરે વાત શરમ સૌ મે'લી, ફેશનમાં એ વહેવાર—કળી०
સાડી પર પીનો મારી, પાવડરથી થઈ રૂપાળી
પમ શુઝ ચર્ણમાં ઘાલી, જેમ મોટર ટાયરવાલી—કળી०
સૌ વાત કરે નખરાળી, આશકને મળવા ચાલી
એ પ્રેમ ભરેલી પ્યાલી, હાથે પાકીટ તો ઝાલી—કળી०
સંસાર સુધારક શાણી, પુરૂષ ભરે ઘર પાણી
ફેશનથી થૈ એ રાણી, નીરખો ફેશનનાં હાલ—કળી०
ભોળાય ગયા કૈં શાણા, એ ફેશનનાં નખરામાં
ખરચે એ પર કૈં નાણાં' પણ અંતે એજ ફસાણા—કળી०
કહે વિઠ્ઠલ વાત વીચારી, એ સ્ત્રી મોટર ગાડી
પૈસાપર પાળી મારી, એ હાલ કરે ભીખારી—કળી०

મધુપંખિ.

# સ્ત્રીના અવગુણ.

## છપ્પા.

શિયળને નહિ સાચવે, નહિ ધર્મનું જ્ઞાન;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
પતિ પુજન સમજે નહિ, નહિ દેવળનું જ્ઞાન;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
પર પુરૂષના સ્નેહની, આશા જે ધરનાર;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
ભુંડું બોલે બોલમાં, અંગ તણું અભિમાન.
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
બાળક પર પ્રિતી નહિ, નિશદિન ક્રુર સ્વભાવ;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
પતિ પત્નિના સ્નેહમાં, વિઘ્ન સદા કરનાર;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
પતિને દુઃખ દિયે અતિ, નિર્ખે શત્રુ સમાન;
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
લાલચથી લપટી અને, ભમતી ભ્રમર સમાન.
એ નારીને જાણવી, નર્ક તણી છે ખાણ.
એવા અવગુણ ત્યાગીને, સત્ય ગ્રહે સતિ નાર;
વિઠ્ઠલ વાણી ઉચરે, ધન્ય ધન્ય સતિનાર.

મધુપંખિ.

# અબળાની અંધ યુવાની.

## ગઝલ—હરીગીત.

યુવાની આંધળી થઈ તું અરે! અવળું બતાવે કાં?
ચઢાવી પ્રેમ હિંડોળે અરે! ભવમાં ભમાવે કાં?
પતિની પ્રેમમાળા તું અરે! તોડી નખાવે કાં?
અધમ પંથે જવા માટે અરે! રે તું ભમાવે કાં?
ઉરે તું કામના ભડકા અરે! આજે ઝળાવે કાં?
સ્વર્ગના પંથપર ઝેહેરી અરે! કંટક નખાવે કાં?
મતિની માન્ય માળા તું અરે! છોડી નખાવે કાં?
શરિરના બાગની શોભા અરે! રે તું લુંટાવે કાં?
સતિવૃતથી ચણ્યા દુર્ગો અરે! તોડી નખાવે કાં?
શિયળની સત્ય રક્ષાને અરે! રે તું તજાવે કાં?
કહી તું ઝેહેરને અમૃત અરે! પ્રીતે પીવાડે કાં?
પીતા ભ્રાતા તણી લજ્જા અરે! રે તું ડુબાવે કાં?
સતિના ધર્મની પોથી અરે! ફાડી નખાવે કાં?
અમર દીપક બુઝાવીને અરે! ભવમાં ભમાવે કાં?
નયનમાં કામના દુતો અરે! રે તું નચાવે કાં?
વ્યભિચારણુ થવાને તું અરે! સંદેશ લાવે કાં?

જવા આશક તણા દ્વારે સરળ પંથો બતાવે કાં?
કહે અબળા બધા લોકો મને સબળા બનાવે કાં?
નયનથી ધર્મને ખેંચી, છુપા પડદા ઉઠાવે કાં?
અમુલ્યો અંગના અંગો, પીશાચોને બતાવે કાં?
વ્યભીચારણ થવાને તું, ઉંડી આશા બતાવે કાં?
નચાવી નર્કના પંથે, પછી શિક્ષા અપાવે કાં?

કહે વિઠ્ઠલ અરે બહેનો,
યુવાનીપર ન ક્રોધી થા.
યુવાનીની અમર કીર્તિ
કચેડી તું મુંઝાયે શાં.
યુવાનીમાં અમર કિલ્લા
ચણી આ વિશ્વનું ફળ ખા
સતિના ધર્મની પોથી
ગ્રહી કીરતાર પાસે જા.

**મધુપાંખ.**

# અનંગ બાણ.

## નારાચ છંદ.

અનંગ અંગમાં ભરાય કે મતિ મનુશ્યની,
અપંગ થઈ ભાન ભુલી અનંગ પંથે જાય છે.
કચેડી કુળ ધર્મને ન બ્હેન માતૃને નિહાળે.
અનંગ અન્ધ પાપી આ'વા કર્મમાં પુલાય છે.
કળે ન કામીને અરે! અનંગના ઉમંગમાં,
ન મીત્ર ભાતૃ સ્નેહીઓની ભાર્યાની સગાઇને.
છકે ઘણીક કામની અનંગ બાણથી કરી,
ભમે રમે ભુંડું ભખિ અનંગથી પુલાઇને.
નચેલ નયને બોલતી ઉરે અનંગ આગથી,
ન તાત ભ્રાતને જુવે અનંગથી પીડાઇને.
ખણે ધરા ઉમંગથી અનંગ ઉરમાં ભમે,
કરે વીચાર કામનો અનંગથી ભમાઇને.
વદે મધુર પંખિડો અનંગીને ઉમંગથી,
જરા વીચાર અન્ધ તું અનંગ જાર કામને.
છકી છકેલ તું ફરે અનંગથી વિભૂ ભુલી.
પછાડી પાપ તાપથી અનંગીઓ પીડાઇ તે.

મધુપંખિ.

## પત્ર

સુજ્ઞ બંધુઓ,

હમારી આ કાવ્યમાળા, જથ્થાબંધ ખરીદનારને અને બહારગામના એજંટોને હમો તરફથી સારૂં કમીશન આપવામાં આવશે.

વિશેષ ખુલાસા માટે મળો યા **ટીકીટ** બીડી હમારા નીચે જણાવેલા સ્થળે પત્ર વ્યવહાર કરો.

હમારી બુક છુટક મંગાવનારે બુકની કીંમત સાથે પોષ્ટ ચાર્જની ટીકીટ બીડી મંગાવવી.

વી. પી. કરવામાં આવશે નહિ.

**વિ. આર. ગજ્જર,**

ઠે. ઓફીસ

ઘર નં. ૨૯/૩૦ મતાર પાખડી રોડ,

ટ્રામ ટરમીનસ, મઝગામ, પોષ્ટ નં. ૧૦.

---

લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ સાંકળી સ્ટ્રીટ–ભાયખલા મુંબઈ, **વામન રા. માસ્તરે** છાપી અને **વિઠ્ઠલદાસ રતનશી ગજ્જર** મુંબઇ મજગાંમ ટ્રામ ટરમીનસ ઘર નં. ૨૯–૩૦ પહેલે માળેથી પ્રગટ થઈ છે.

# સ્નેહ ઘેલી રાધા



ઘેલી કરી છે કહાંન તેં, આ બંસરીના નાદથી.<br>
વિંધાઇધું સ્નેહના અનંગે, કૃષ્ણ તા'રા બાણથી<br>
તુજ અધર પરથી બંસરી, ભીન્ન ભિંન્ન નાદ સુણાવતી,<br>
મુજ ઉરજ સ્થળમાં બંસરી, મન્દ મન્દ ભાવ નચાવતી.

મધુ પંખિ

# સૂચીપત્ર

મધુપંખિની દ્વિતીય આકાંક્ષા

## છપાય છે. છપાય છે. છપાય છે.

સુંદર ચિત્રો અને રહસ્યમય ગઝલોથી
ભરપૂર હરિગીતમય ગુંથાયેલ કથા

# હિંદનાં હથીયાર

અને

# દુષ્કાળનો દૈત્ય

નામે

દેશ સેવાથી ભરપુર વીરતા પ્રગટ કરનાર
દેશોન્નતિમય ગુંથાયેલ વારતા
થોડા વખતમાં બહાર પડશે

પ્રયોજકઃ—વિ. આર. મધુપંખિ.

2807 Lakshmi Art, Bombay.